# ઇશ્કનો અંજામ

અથવા

## પ્યારનું પરિણામ

લેખકઃ--ગુપ્તદૂત



કિં. રૂ. ૧

# ઇશ્કનો અંજામ

અથવા

# પ્યારનું પરિણામ

## પ્રકરણ ૧ લું

—:o:—

### નાચ.

રામદાસ શેઠને બંગલે આજે ઘણી ધામધૂમ જોવામાં આવતી હતી. તેમને ગવર્નમેન્ટ તરફથી રાવ બહાદુરનો ખિતાબ મળેલો હોવાથી કેટલાક સ્નેહી સંબંધી અને મિત્રોને આજના નાચમાં બોલાવ્યા હતા. શહેરના શોકીન શેઠીઆઓ આજે રામદાસ શેઠને બંગલે નાચમાં હાજરી આપવા આવ્યા હતા. નેપીયન સી રોડ ઉપર આવેલો રામદાસ શેઠનો બંગલો દીપકોના પ્રખર પ્રકાશથી ઝળહળી રહ્યો હતો. આમોદ ઉત્સવના તરંગો એ બંગલામાં ઉછળી રહ્યા હતા.

એકઠા થએલા ગૃહસ્થોની વચ્ચે નાચની બેઠકમાં રામદાસ શેઠ બેઠા હતા. સંગીત નૃત્યકુશળા નવાયકોના કંઠથી યથાક્રમે મૃદુ મધુર સગીન ગવાતાં હતાં અને તેમની નૃત્યભંગી પ્રેક્ષકોનાં દિલ બહેલાવી શકતી હતી. પ્રેક્ષકોનાં મુખ આનન્દપ્રફુલ્લ તેમજ મુગ્ધ બની ગયાં હતાં.

એકાએક રામદાસ શેઠની નજર તેમના વિશ્વાસુ સ્નેહભાજન નોકર બિહારીલાલ ઉપર પડી. મજલિસને એક ખુણે ઉભો રહી બિહારીલાલ પોતાના માલિકનું લક્ષ્ય ખેંચવાનો પ્રયત્ન કરતો હતો. રામદાસ શેઠ વિના વિલંબે એ પ્રકાર સમજી શકયા તે સાથે કાંઇ જરૂરી કારણ ઉપસ્થિત થયું હોય એમ શેઠને લાગ્યું. તેઓ બિહારીલાલને પોતાની પાસે બોલાવવાનો પ્રયત્ન કરતા હતા, એવામાં મન સાથે કાંઇ વિચારી, આત્મસંયમ કરી, ધીમેથી ઉઠી નજીકમાં બેઠેલા ગૃહસ્થોને ઉદ્દેશી તેમણે કહ્યું, ' થોડા વખતની ગેરહાજરી માટે મ્હને ક્ષમા આપજો. "

આ ગેરહાજરીનું કારણ કોઇ કળી શકયું નહિ. રામદાસ શેઠ મજલિસ છોડી બ્હાર ચાલ્યા ગયા. બિહારીલાલ પણ ઝડપથી તેમની પાસે ગયો.

શેઠે કહ્યું, " બિહારી, કાંઇ જરૂરી કામ છે કે શું ?"

" હા, હજુર. જરૂરી કામ ન હોત તો આવા મોજ-મજાહ ઉડાવવાના વખતે આપને કંટાળો આપત નહિ. "

" શું છે ? જલ્દી કહે ! "

બિહારીએ એક પત્ર શેઠની સ્હામે ધરી કહ્યું, " આ પત્ર એક માણસ લઈ આવ્યો છે. તેનું એમ કહેવું છે કે, પત્ર ઘણો જરૂરી છે. "

પત્રના કવર ઉપર શેઠની નજર પડતાં જ તેમનામાં ગભીર ફેરફાર થઈ ગયો. કાંઇ પણ નહિ બોલતાં પત્થરના પુતળા માફક સ્તબ્ધ ભાવથી તેઓ ઉભા રહ્યા. મંત્રમુગ્ધ બની તેઓ એ પરબીડીઆ તરફ જોઇ રહ્યા. બિહારીના હાથમાંથી તેમણે એ પત્ર લીધો નહિ

બિહારીએ નમ્ર ભાવથી કહ્યું, "હજુર, આ પત્ર—"

એના શબ્દો સાંભળી શેઠ હોશમાં આવ્યા. ક્ષણ કાળ માટે વ્યાકુળ બની જઇ એ પત્ર તેમણે હાથમાં લીધો. ક્ષણ કાળ પછી તેમનો પ્રથમનો ભાવ બદલાઈ ગયો. ચોતરફ જોઇ કોઇ એ પ્રકાર જોતું નથી એવી તેમણે ખાત્રી કરી લીધી. પછી ઘણા ધીમા સ્વરે તેમણે કહ્યું, "બિહારી, ત્હેં આ પત્ર ઢીલ કર્યા સિવાય મ્હને પહોંચાડયો એ સારૂં કર્યું છે."

આમ કહી થોડાં ડગલાં આગળ વધી તેઓ એક મ્હોટા થાંભલા પાસે ઉભા રહ્યા. પ્રથમ તો એ પત્ર વાંચ્યા વિના ફાડી નાખવાનો તેમણે વિચાર કર્યો; પરંતુ બીજી જ ક્ષણે આત્મસંયમ કરી પત્ર ખોલ્યો.

પત્રમાં વિશેષ હકીકત લખેલી નહોતી; કારણ કે નજર નાખતાંની સાથે અંદરની હકીકત વાંચી પત્ર તેમણે વાળી દીધો. તેમના મુખનો સુંદર ભાવ વિકૃત થઇ ગયો. એક હાથથી પોતાનું હૃદય તેમણે દબાવી રાખ્યું. પોતાના દેહમાં તેઓ કાંઇ ગંભીર વેદના અનુભવતા હોય એમ તેમનું મુખ જોતાં સાફ સમજી શકાતું હતું.

વિના વિલંબે રામદાસ શેઠ તેમના બેઠકખાનામાં ગયા. તેમના સંકેતથી બિહારી પણ તેમની સાથે ગયો. થોડા સમય સુધી ચુપ રહ્યા પછી શેઠે કહ્યું, "બિહારી, જરૂરી કામને અંગે થોડા વખત માટે મ્હારે બ્હાર જવું પડે છે. તું બંગલાને પાછલે દરવાજે એક ભાડુતી ગાડી લઈ આવ."

બિહારીએ કહ્યું. "હજુર. હું હમણાં જ જઈ ગાડી લાવ

આવું છું." બિહારી ઘણું આશ્ચર્ય પામેલો હોય તેનું આશ્ચર્ય શેઠના જોવામાં આવ્યું હતું. તેમણે ભ્રકુટી સંકુચિત કરી કહ્યું, "બિહારી, મ્હેં તને નોકરીમાં રાખતી વખતે જે વાત કહી હતી તે યાદ છે?"

બિહારીએ મસ્તક નમાવી કહ્યું, "હા હજુર! આપ ગમે તેવો હુકમ ફરમાવશો તો પણ હું આશ્ચર્ય પામીશ નહિ. વળી પેલી છુપી વાત જીવ જતાં પણ હું કોઇને કહીશ નહિ"

"બરાબર છે. આજે પણ એ વાત બરાબર યાદ રાખજે" શેઠે કહ્યું.

બિહારી માથું નમાવી શેઠને પ્રણામ કરી ચાલ્યો ગયો.

શેઠે એ બેઠકખાનામાં ચોતરફ નજર ફેરવી એક આલમારી પાસે ગયા. આલમારી ઉઘાડી તેમાંથી કોઇ વસ્તુ ઝડપથી બ્હાર કાઢી તેમણે પોતાના ખીસ્સામાં મૂકી. એ વખતે બિહારીએ આવી કહ્યું, "હજુર! ગાડી આવી પહોંચી છે."

"તું પોતે લઇ આવ્યો છે ને?"

"હા હજુર."

"કોઇ મ્હારે માટે પૂછપરછ કરે તો મ્હારી તબિયત એકાએક બગડી છે; થોડો વખત વિશ્રામ લઇ હું બ્હાર આવીશ એમ કહેજે."

"વારૂ, જેવી આજ્ઞા."

"હવે તું જા. ત્હારી કાંઈ જરૂર નથી."

બિહારી ચાલ્યો ગયો. શેઠ પણ પાછલે દરવાજેથી બંગલાની બ્હાર જઇ ભાડાની વિકટોરિયામાં બેઠા. બંગલામાંથી તેમને બ્હાર જતા કોઇ જોઇ શક્યું નહિ.

"ક્યાં લઇ જાઉં, શેઠ ?" કોચમેને પૂછ્યું.

શેઠે એવા ધીમા અવાજે ઉત્તર આપ્યો કે કોચમેન કાંઇ સાંભળી શક્યો નહિ. શેઠે તેને ફરીથી પોતાને જવાનું ઠેકાણું કહ્યું. કોચમેને ઘોડાને ચાબુક ફટકારી વિક્ટોરીઆ દોડવી મૂકી.

—:०:—

## પ્રકરણ ૨ જું

### ભયંકર ખુન

લગભગ દોઢ કલાકમાં તો રામદાસ શેઠ બંગલે પાછા આવી ઉત્સાહ અને આમોદના રંગક્ષેત્રમાં હાજર થઇ ગયા. બધા મહેમાનો સંગીત સાંભળવામાં અને નૃત્યનું દર્શન કરવામાં નિમગ્ન બની ગયા હતા. રામદાસ શેઠની ગેરહાજરી તરફ કોઇનું ખાસ ધ્યાન ખેંચયું નહિ.

રાતે લગભગ એક વાગ્યે બંગલો ખાલી થવા લગ્યો. નિદ્રાનું આકર્ષણ થતાં મહેમાનો પોતપોતાના ઘર તરફ વિદાય થવા લાગ્યા. વિનાવિલંબે સહુ વિદાય થતાં રામદાસ શેઠ પોતાના બેઠકખાનામાં આવ્યા. એ બેઠકખાનામાં તેમના વિશ્વાસુ નોકર ભિહારી સિવાય બીજા કોઇને પ્રવેશ કરવાનો અધિકાર નહોતો. કારણ કે એ બેઠકખાનાના બીજી તરફના દ્વારમાંથી અંતઃપુરમાં જવાનો રસ્તો હતો. શેઠની પત્ની વિજયા આ બેઠકખાનામાં જ પતિને કામ પ્રસગે મળવા આવી વાતચિત કરવા બેસતી હતી.

રામદાસે બેઠકખાનામાં પ્રવેશ કર્યો એટલે તરત પેલી

તરફનું દ્વાર ખોલી વિજયાએ આવી કહ્યું, "રાત ઘણી વીતી ગઇ છે. સૂઇ રહેવા ચાલો; નહિ તો તબિયત બગડશે!"

શેઠે કહ્યું, "મ્હારે એક ઘણો જરૂરી પત્ર લખવાનો છે. એ પત્ર લખી હમણાંજ મોકલી દેવાનો છે. તું જઇને સૂઇ રહે. હું જલ્દી શયનગૃહમાં આવીશ."

આ વાતનો પ્રતિવાદ નહિ કરતાં શેઠાણી વિજયા અંતઃપુરમાં ચાલી ગઇ. શેઠે ટેબલની સ્હામે ખુરસી ઉપર બેસી લખવાની શુરૂઆત કરી.

લગભગ એક પૃષ્ઠ લખાયું હશે એવામાં શેઠે એકાએક ચમકી ઉઠી, લેખનકાર્ય બંધ કરી એ બેઠકખાનામાં ચોતરફ નજર ફેરવી. ટેબલ ઉપર એક મ્હોટો દીપક સળગતો હતો. એ દીપકના પ્રકાશનો વિસ્તાર આખા બેઠકખાનામાં થયેલો હતો; છતાં શેઠ દીવો હાથમાં ઉંચકી સંદેહ ભરેલી દૃષ્ટિથી આસપાસ જોવા લાગ્યા.

નિદ્રા દૂર કરવાના હેતુથી રામદાસ શેઠે બિહારીને ચ્હા બનાવી લાવવા મોકલ્યો હતો. તે હાથમાં ચ્હાથી ભરેલો પ્યાલો લઇ બેઠકખાનામાં આવ્યો તથા એ પ્યાલો તેણે ટેબલ ઉપર મુકયો. શેઠે દીવો યથાસ્થળે ગોઠવી દઈ બિહારી તરફ જોઇને કહ્યું, "બિહારી, આ બેઠકખાનામાં કોઈ છુપાઇ રહ્યું છે."

બિહારીએ ચારે તરફ તપાસ કરી શેઠ પાસે જઈ કહ્યું, "ના–ના, અહીં કોઈ છુપાયું નથી આ બેઠકખાનામાં કોણ આવી શકે તેમ છે?"

શેઠ બત્તી હાથમાં લઇ ઉઠયા તેમણે તથા બિહારીએ

આખા બેઠકખાનાને બરાબર તપાસી જોયું તો તેમના બન્નેના સિવાય ત્રીજું કોઇ ત્યાં દેખાયું નહિ! શેઠે પુનઃ ખુરસી નજીક જઇ તેના ઉપર બેસી મૃદુ સ્વરે કહ્યું, "અજાયબી જેવું છે! ધીમેથી કોઇ પગલાં ભરતું હોય એવો સ્પષ્ટ અવાજ હું સાંભળી શક્યો છું ગમે તે કોઇ આ સ્થળે આવ્યું હતું એ ચોક્કસ છે! કોણ આવ્યું હશે? મ્હારા મનમાં એવો ભય રહે છે કે, આવી છુપી રીતે અત્રે આવનારનો ઇરાદો કાંઇ સારો હોવો જોઇએ નહિ."

પછી બિહારી તરફ જોઇ શેઠે કહ્યું, "બિહારી, મ્હારી રિવૉલ્વરમાં ગોળી ભરી અહીં મૂકી જા."

બિહારી પિસ્તોલ લેવા ગયો. બે મિનીટમાંજ પિસ્તોલ લઇ આવી તેણે ટેબલ ઉપર મૂકી! શેઠે કહ્યું, "મ્હારી ભૂલ થઇ હશે! જો જોઇએ પેલી તરફનું દ્વાર બંધ છેને?"

બિહારીએ દ્વારની તપાસ કરી આવી કહ્યું, "હા હજુર! બંધ છે."

"ત્યારે તો આગલા અને પાછલા દ્વાર સિવાય આ બેઠકખાનામાં આવવાનો બીજો કોઇ રસ્તો નથી, ખરૂં ને?'

"ના હજુર! સ્હામેના દ્વાર આગળ હું છું અને પાછળના દ્વાર આગળ બાઇસાહેબની દાસી છે."

બિહારી આગળનું દ્વાર બંધ કરી ચાલ્યો ગયો. શેઠે ભયભીત દૃષ્ટિથી ચોતરફ જોવા પછી આગળ લખવા માંડ્યું. તેમણે એક પૃષ્ઠ લગભગ લખી નાખ્યા પછી એકાએક લખવાનું બંધ કરી દીધું. તેમનો પ્રાણ એક પ્રકારના અવ્યક્ત ભયથી કંપી ઉઠ્યો.

આ વખતે તેમની ભૂલ થઇ નહોતી. તેઓ પોતાની પાછળ કોઇનાં ધીમાં પગલાંનો સાફ અવાજ સાંભળી શક્યા હતા. ઝડપથી કલમ મૂકી દઇ તેમણે રિવોલ્વર હાથમાં લીધી, આમ છતાં પાછળ ફરવાની હિમ્મત તેઓ કરી શક્યા નહિ. તેમના સર્વાંગનું લોહી ક્ષણ માત્રમાં જ જાણે કે પાણી પાણી થઇ ગયું ભયંકર સ્વપ્ન જોવામાં આવતાં માણસની જેવી સ્થિતિ થાય એવી જ તેમની સ્થિતિ થઇ ગઈ, પરંતુ આ સ્વપ્ન નહોતું, ખરો બનાવ હતો.

ફરીથી તેઓ પોતાની ખુરસી પાછળ કોઈનાં મૃદુ પગલાંનો અવાજ સાંભળી શક્યા. પોતાના ખભા ઉપર કોઇના ગરમ નિશ્વાસોનો સ્પર્શ તેઓ અનુભવવા લાગ્યા. મહામુશ્કેલીથી હૃદયનું સઘળું બળ એકઠું કરી બૂમ પાડવાનો તેમણે પ્રયત્ન કર્યો, પરંતુ તત્કાળ પાછળથી કોઈએ એક રૂમાલથી તેમનું મ્હોં દબાવી દીધું. એ રૂમાલમાં કલૉરોફોર્મ હોવાથી ક્ષણ કાળમાં જ રામદાસ શેઠની શુધ્ધિ દૂર થઇ જવા લાગી. શુધ્ધિ સાચવવા માટે પુષ્કળ પ્રયત્ન કરી તેમણે સહજ પાછળ નજર કરી તો બે સળગતા અંગારા જેવી આંખો તેમની નજરે પડી. એ આંખોમાં ભયંકર ઉન્મત્તતા સાફ દેખાઈ આવતી હતી.

શેઠ અતિ અસ્પષ્ટ સ્વરે બોલ્યા, "તમે————તમે ?"

કોઇએ બળપૂર્વક રામદાસ શેઠનો હાથ પકડયો શેઠની શુધ્ધિ અદ્રશ્ય થઇ જવાની તૈયારીમાં હતી. પોતાના ગળા ઉપર તેમણે એક હથિયારને ઝગમગતું જોયું. કંઠમાં તેઓ દારૂણ વેદના અનુભવવા લાગ્યા–ક્ષણ કાળમાં બધું સાફ થઈ ગયું

—:૦:—

# પ્રકરણ ૩ જું



## શહેરમાં ખળભળાટ.

બીજે દિવસે સ્હવારે આખા શહેરમાં ભયંકર ખળભળાટ ચાલૂ થયો સહુના મુખમાંથી કેવળ એકજ વાત નીકળતી હતી. સઘળાં વર્તમાનપત્રોમાં કેવળ એકજ વાત હતી, સૌ વ્યાકુળભાવથી વર્તમાનપત્ર ખરીદી ઉત્સુકતાથી અંદરની તાજી બાતમી વાંચતાં.

**રાવબહાદુર રામદાસ શેઠનું કમકમાટ ભર્યું ખૂન!**

સહુના મુખમાંથી એ ખૂનની વાત નીકળી હતી. એક વર્ત્તમાન પત્રે દુ લાર્ઇન ટાઇપ (મ્હોટા અક્ષરો) માં નીચેની હકીકત છાપી હતી

"મુંબાઇ શહેરના પ્રખ્યાત શેઠ રાવ બહાદુર રામદાસજીનું ખૂન થયાની વાત આજે સ્હવારે વાયુવેગે આખા શહેરમાં ફેલાઇ ગઇ છે. શેઠ જે બેઠકખાનામાં બેસી પોતાનું લખવા વાંચવાનું કામકાજ કરતા હતા તે બેઠકખાનામાં ખુરસી ઉપર બેઠેલી હાલતમાં તેમનું ઘણી કમકમાટ ઉપજાવે એવી રીતે ખૂન થયું છે. ખૂન થયું એ વખતે રામદાસ શેઠ ખુરસીમાં બેસી કાંઇ લખતા હતા. ખૂન થયા પછી તેમનું માથું ખુરસીના પાછળના ભાગમાં નમી ગયુ હતું. તેમના ગળામાંની એક બાજૂથી બીજી બાજૂ સૂધી કોઇએ તીક્ષ્ણ ધારવાળા હથિયારથી ઘા કરેલો છે. ઘણા વખથી તેમનું ખૂન થઇ ગયેલું જાણવામાં આવ્યું છે.

તપાસ કરતાં એમ માલૂમ પડયું છે કે, ગઇ રાત્રે રાવ

બહાદુરને ત્યાં નાચની મિજલસ હતી. એ નાચમાં ઘણા પ્રતિષ્ઠા-સંપન્ન ગૃહસ્થોને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. નાચ ચાલૂ હતો એ દરમ્યાન થોડા વખત માટે રામદાસ શેઠ બ્હાર ચાલ્યા ગયા હતા.

એમ સાંભળવામાં આવે છે કે, કોઈ સ્થળેથી શેઠને એક પત્ર મળ્યો હતો. એ પત્ર મળતાં તેઓ નાચમાંથી ઉઠી, પોતાનો બંગલો છોડી ભાડુતી વિકટોરિયામાં બેસી થોડા વખત માટે બ્હાર ચાલ્યા ગયા હતા. લગભગ દોઢ કલાક પછી બંગલે પાછા ફરી તેઓ બંધુ બાંધવોને મળ્યા હતા.

રાત્રે લગભગ એક વાગ્યે મહેમાનોના વિદાય થઇ ગયા પછી શેઠ એક જરૂરી કાગળ લખવા માટે પોતાના બેઠકખાનામાં ગયા હતા આજે સ્હવારે એ બેઠકખાનામાંજ તેમનું ખૂન થયેલું જણાયું છે.

હવે એમ સાંભળવામાં આવે છે કે, રામદાસ શેઠનો ખાસ અંગત નોકર બિહારીલાલ ગૂમ થઇ ગયો છે. પોલિસને એ બિહારીલાલ ઉપર ઘણો સંદેહ ઉપજ્યો છે. બિહારીલાલ વિરૂધ્ધ પોલિસને મજબૂત પુરાવાઓ મળી આવ્યાની વાત પણ સંભળાય છે. પોલીસ તેને ગિરફતાર કરવા ચાંપતાં પગલાં લે છે."

આ હકીકત મ્હોટા અક્ષરોમાં છાપવામાં આવી હતી. તેની નીચે ન્હાના અક્ષરોમાં નીચેની હકીકત છપાઇ હતી.

## ફ્રેંચ બ્રીજ ઉપર બીજું એક ખૂન !

ફ્રેંચ બ્રીજ ઉપર આવેલા એક મકાનમાં એક સ્ત્રીનું ખૂન થયું છે. એક હલકા ધંધાવાળા મકાનમાંના એક ઓરડાના

બિછાના ઉપરથી આજે સ્હવારે એક સ્ત્રીનો મૃતદેહ મળી આવ્યો છે. તેના હૃદયમાં કોઇએ ઘણો ઉંડો છરો ખોસી દીધેલો છે.

પોલિસ તપાસમાં એમ માલુમ પડ્યું છે કે, એ સ્ત્રીનું નામ વિમળા છે. એ સ્ત્રી સબંધી વિશેષ કાંઇ માહિતી મળી નથી. ફક્ત એક મહિનાથી એ સ્ત્રી ઉપરના ઠેકાણે આવી રહેતી હતી.

ગઇ રાત્રે યથાક્રમે ત્રણ માણસો વિમળાને મળવા આવ્યા હતા. એ માણસોને કોઇ ઓળખતું નથી. જે મકાનમાં વિમળા રહેતી હતી, તેની ઘરવાળી એમ કહે છે કે, એ માણસોને તેણે પહેલાં કદાપિ જોયા ન હોતા. એ ઘરવાળી તથા ત્યાં રહેતી બીજી સ્ત્રીઓનું કહેવું એવું છે કે, ખૂનની રાત સિવાય તેમણે વિમળાની પાસે કોઈ પણ માણસને આવતો જોયો નથી. વચ્ચે વચ્ચે વિમળા પોતાનો ઓરડો બંધ કરી બ્હાર ચાલી જતી હતી. તે કયાં જતી હતી એ વાત કોઈ જાણતું નથી. એ વિમળાની ઓળખાણ હજી સૂધી પોલિસને મળી નથી. હજી સૂધી કોઈ તેનો મૃતદેહ લેવા આવ્યું નથી. તે શી જાતની છે, કયાંથી આવી હતી, કયાંની રહેવાસી છે એ સંબધીની કાંઈ ખબર મળી નથી.

ફ્રેન્ચ બ્રીજ ઉપર આ કાંઈ પહેલું વહેલું ખુન થયું નથી. પહેલાં પણ અહીં ઘણાં ખુન થઈ ગયાં છે. પહેલાંના ખૂનને મળતુંજ આ ખુન હોય એમ લાગે છે. આ ખૂનમાં કાંઇ ઉંડુ રહસ્ય હોય એમ લાગતું નથી."

રાવ બહાદુર રામદાસ શેઠને બંગલે ઘણા સમારોહથી તેમના સત્કારની ખટપટ ચાલતી હતી. સેંકડો માણસો ત્યાં એકઠાં થયાં હતાં. સહુ અંતઃકરણથી તેમજ બહારથી બનેલા બનાવ માટે શોક દર્શાવતાં હતાં.

બીજી તરફથી ફ્રેન્ચ બ્રીજ ઉપર આવેલા મલિન મકાનમાં એક જીર્ણ—છિન્ન ભિન્ન બિછાના ઉપર વિમળાનો મૃતદેહ પડી રહ્યો હતો. તેને અગ્નિસંસ્કાર કરે એવું કોઇ તેનું સગું સંબંધી નહોતું; કેમકે, મરણ વખતે પાસે એક પૈસો પણ નહોતો એમજ સહુનું ધારવું હતું. પોલિસ તરફથી તેના અગ્નિસંસ્કારની વ્યવસ્થા થવાનો સંભવ હતો.

સંસારમાં તવંગરી અને ગરીબીમાં આ ફરક છે ગમે એવો બદમાશ પાપાચારી માણસ તવંગર હોય છે તો તેના મરણ પ્રસંગે ઘણા લોક દુઃખશોક દર્શાવે છે અને ગરીબ માણસના મૃત્યુ વખતે તેનું સગું સંબંધી પણ તેનાથી દૂર રહેવાનું પસંદ કરે છે.

---

## પ્રકરણ ૪ થું

—*—

### આગગાડીમાં

"વાહ! તમે ઘણા મોજીલા માણસ છો!"

જેને ઉદ્દેશીને આ વાક્ય ઉચ્ચારવામાં આવ્યું, તેણે સલજ્જ ભાવથી બીજી દિશા તરફ મુખ ફેરવ્યું. વકીલની મ્હોટા માણસ જેવી અહંકારપૂર્ણ વાત સાંભળી ક્ષણ કાળ માટે એ વિરક્ત બની

ગયો. તેણે મૃદુ હસીને કહ્યું, "આપનું આ કથન સાંભળી હું સંતુષ્ટ થયો છું આપના જેવા એક લક્ષ્મીનંદનને હું ખુશી કરી શકયો છું તેથી મ્હારા મનનું ઘણું સમાધાન થયું છે!"

એ બન્ને માણસો જી. આઈ. પી. રેલ્વેના સેકન્ડકલાસમાં બેસી વિક્ટોરીઆ ટર્મીનસ (મુંબાઇ) તરફ જતા હતા. જે માણસ ન્હાની ઉમ્મરનો હતો તેણે આશ્ચર્ય પામી પ્રૌઢ પુરૂષ તરફ જોઇ પૂછ્યું, "તમે મ્હને ઓળખતા હો એમ લાગે છે!"

"પ્રથમ હું તમને ઓળખતો નહોતો; પરંતુ તમારી ટ્રંક ઉપરનું નામ વાંચવામાં આવતાં તમે રાવ બહાદુર રામદાસ શેઠના પુત્ર છો એમ હું જાણી શકયો છું."

"તમે કયા સ્ટેશનેથી રાત્રે બેઠા હતા એ હું જાણી શકયો નથી."

"એ વખતે તમે કદાચ ઊંઘી ગયા હશો. હું ભુસાવળથી આવું છું." પ્રૌઢ પુરૂષે ઉત્તરમાં કહ્યું

"ત્યારે તમારી ટીકીટ નાશિકની કેમ છે?"

"નાશિકની!" આમ કહી આશ્ચર્ય પામી એ પ્રૌઢ માણસે ચે તરફ જોયું. જે યુવક પ્રૌઢ પુરુષ સાથે વાતચિત કરતો હતો તે રામદાસ શેઠનો પુત્ર હોઈ તેનું નામ હરિદાસ હતું. હરિદાસે હસીને કહ્યું, "આ નીચે પગ આગળ જે ટીકીટ પડી છે તે આપની જ હોવી જોઇએ. આપણા આ ડબ્બામાં બીજો કોઇ ઉતારૂ નથી."

પુનઃ હરિદાસે તીક્ષ્ણ દષ્ટિથી એ ટીકીટ નાશિકની છે એમ જોઈ લીધું. તેના સાથીએ વ્યાકુળ ભવથી ટીકીટ ઉંચકી લઇ

પોતાના ખીસ્સામાં મૂકી. પછી તેણે કહ્યું, "જે ટીકીટ મ્હેં ભુસાવલથી લીધી હતી તે રસ્તામાં ખોવાઇ જવાથી નિરૂપાયે મ્હારે નાશિકથી બીજી ટીકીટ ખરીદવી પડી છે."

આટલી વાતચિત થયા પછી બન્ને ચુપ રહ્યા. કોઇ કાંઇ બોલ્યું નહિ. બન્ને જણા બન્ને બાજૂની બારીમાં મ્હોં રાખી પ્રકૃતિનું દર્શન કરવા લાગ્યા. ટ્રેઇન વિકટોરી ટર્મીનસ જઇ પહોંચી ત્યાં સુધીમાં તેમની વચ્ચે બીજી કોઇ વાત થઇ નહિ.

સ્ટેશને રામદાસ શેઠનો એક નોકર આવ્યો હતો. હરિદાસે પોતાનો બધો સામાન તેને સોંપી કહ્યું, "તું સરસામાન લઇ બંગલે જા. મ્હારે રસ્તે થોડું કામ છે તે પતાવી હું ઘેર આવી પહોંચું છું."

આ વખતે નોકરના મુખને ઘણું ઉતરી ગયેલું જોઇ આશ્ચર્ય પામી હરિદાસે કહ્યું, "કેમ, શું બન્યું છે? ત્હારૂં મ્હોં જોતાં તને ભૂત વળગ્યું હોય એમ લાગે છે."

નોકરે માથું ખંજવાળી કહ્યું, "ના હજુર! કાંઇ બન્યું નથી."

અસત્ય કોને કહે છે એ વિષયનો હરિદાસને અનુભવ નહોતો, નોકરના ઉત્તર ઉપર વિશ્વાસ મુકી તે સ્ટેશનની બ્હાર નીકળ્યો.

નોકરે સ્વગત કહ્યું, "બનેલો બનાવ જાણશે ત્યારે કોણ જાણે કે શું કરશે!"



# પ્રકરણ ૫ મું



## ભયાનક સમાચાર

લાંબા પ્રવાસના પરિશ્રમથી હરિદાસ કંટાળી ગયેલો હોવાથી રસ્તે કોઈ સારી હૉટેલમાં ચ્હાપાણી પી ઘેર જવાનો તેનો ઇરાદો હતો. વળી આજકાલના લક્ષ્મીનંદનો જેવો તે લહેરી, ઉડાઉ અને રંગીલો નહોતો. મ્હોટા લોકોના બાદશાહી ઠાઠમાઠ તરફ તેને સખ્ત તિરસ્કાર હતો. સંસાર ઉપર તેનો પ્રથમથી જ વિરાગ હતો. માતાપિતાનો પુષ્કળ આગ્રહ હોવા છતાં હજી સૂધી તે લગ્ન કરી સંસારી થયો નહોતો તેની ઉમ્મર લગભગ પચીસેક વર્ષની હતી. જો હરિદાસ રંગીલા સ્વભાવનો હોત તો ક્યારનુંય કોઇ ધનવાન ગૃહસ્થની રૂપવતી કન્યા સાથે તેનું લગ્ન થઈ ગયું હોત.

મુસાફરી કરવાનો હરિદાસને ઘણો શૉખ હતો. અવકાશ મળતાંજ તે લાંબી મુસાફરી કરવા નીકળી પડતો હતો. છેલ્લા બે માસથી તે મુસાફરીએ ગયો હતો. એ બે માસમાં જૂદાં જૂદાં પ્રેક્ષણીય સ્થળોએ ફરી તે આજે ઘર તરફ પાછો ફર્યો હતો.

સ્ટેશનની સ્હામે આવેલી એક સારી હૉટેલમાં ચ્હા પી તે એક ભાડુતી ટૅક્ષીની શોધ કરતો હતો એવામાં દૈનિક વર્ત્તમાનપત્ર વેચતા એક ફેરીઆની બૂમો તેણે સાંભળી કે, ‘ કાલ રાતનો ભયંકર બનાવ રાવબાહાદુર રામદાસ શેઠનું કરપીણ ખૂન !”

અડધી મીનીટ સૂધી લાકડાના પુતળાની માફક હરિદાસ ફૂટપાથ ઉપર ઉભો રહ્યો. પેલા ફેરીઆની બૂમો તેના ઉપર જાણે

કે ભયંકર વજ્રાઘાત જેવી અસર કરવા લાગી. હરિદાસનું હૃદય ઘણા વેગથી ધબકવા લાગ્યું. તેનું માથું ભમવા લાગ્યું. તેના પગ નીચેની જમીન જાણે કે ખસી જવા લાગી. તે પોતાની ચો તરફ અંધકાર જોવા લાગ્યો. પછી શું બન્યું તે એ બેહોશ બની જવાથી જાણી શક્યો નહિ.

*   *   *

જ્યારે તે શુધ્ધિમાં આવ્યો ત્યારે પોતે ક્યાં છે એ વિષયનો તે કાંઇ નિશ્ચય કરી શક્યો નહિ. વિસ્મિત દૃષ્ટિથી તે ચારે તરફ જોઈ રહ્યો. તેણે જોયું કે, કોઈ અજાણ્યા ઘરમાં તે એક પલંગ ઉપર સૂઈ રહેલો હતો. જે ઓરડામાં તે સૂતો હતો એ ઓરડામાં તેર ચૌદ વર્ષની એક પરમ લાવણ્યમયી રૂપવતી બાળિકા સિવાય બીજું કોઈ નહોતું. એ બાળિકા કોણ હતી ?

હરિદાસે ઘણી બાળિકાઓ, યુવતીઓ તેમજ તરૂણીઓને આજ સુધીમાં જોઇ હતી; પરંતુ આજના જેવી સ્વર્ગની અપ્સરા જેવી રૂપવતી બાળિકા તેણે પૂર્વે કદાપિ જોઈ નહોતી. આ બાળિકા કરતાં બીજી કોઇ બાળિકા કદાચ વિશેષ રૂપવતી હશે; પરંતુ આ બાળિકાના મુખ ઉપર જે દેવદુર્લભ અનિર્વચનીય ભાવ દેખાતો હતો તે બીજી બાળિકાના મુખ ઉપર દેખાવાનો સંભવ ન હોતો. ટગર ટગર દૃષ્ટિથી હરિદાસ એ સુંદરતાના અજબ નમુના તરફ વિશ્વશિલ્પિની સર્વોત્કૃષ્ટ કળા તરફ જોઈ રહ્યો.

બાળિકા કેટલાંક પુસ્તકોને એક ટેબલ ઉપર વ્યવસ્થિત રીતે ગોઠવતી હતી. એકાએક તેણે હરિદાસ તરફ જોયું; ચતુર્યદુતું

મિલન થયું. શરમાઈ જઈ બાળિકાએ નીચું જોયું. તેનું મ્હોં શરમના શેરડાથી રાતુંચોળ બની ગયું.

બાળિકાએ ધીમી ગતિથી હરિદાસની પાસે આવી કહ્યું, "હવે આપને થોડો આરામ જણાય છે કે?"

વિસ્મિત ભાવથી હરિદાસે કહ્યું, "હા. મ્હને શું દર્દ થઈ આવ્યું હતું?"

ધીમે ધીમે જે કાંઈ બન્યું હતું તે હરિદાસને યાદ આવ્યું. છતાં હવે હૃદયને મક્કમ કરી તે બિછાનામાં બેઠો થયો. પછી તેણે પૂછ્યું, "એ ભયાનક ખબર જે પેપરમાં છપાઈ છે તે પેપર અહીં છે કે?"

બાળિકાએ પોતાની નામરજી હોવા છતાં એક વર્તમાનપત્ર હરિદાસના હાથમાં આપ્યું. પછી તેણે કહ્યું, "બાપા...આપને માટે આ વર્તમાનપત્ર રાખી ગયા છે. તે...તેમનું એમ કહેવું હતું કે, આ ગંભીર દુઃખદાયક...સમાચાર તેઓ પોતાને મુખે આપને...જણાવી શકે તેમ નથી."

બાળિકાની બન્ને આંખોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. હરિદાસે કંપતા હાથે વર્તમાનપત્ર લીધું. પછી તેણે સહસ એકઠું કરી પત્રમાંની સઘળી હકીકત વાંચી એ હકીકત વાંચી રહ્યા પછી તેણે જ્યારે મુખ ઉચું કર્યું ત્યારે તેની આંખોમાં આંસુ નહોતાં; મુખ ઉપર દૃઢતા અને ભીષણ શાન્ત ભાવ દેખાતો હતો. ઘણા ગંભીર સ્વરે તેણે પૂછ્યું, "હું ક્યાં છું?"

"આપ અમારે ઘેર છો. આપને બેહોશ બની ગયેલા જોઇ બાપા અહીં લઇ આવ્યા હતા."

"તેમની કૃપા માટે હું અંતઃકરણપૂર્વક તેમનો ઉપકાર માનું છું. હમણાં તેઓ ક્યાં છે?"

"તેઓ જલ્દી આવી પહોંચશે. આપના પિતા... પિતાજીનું——"

"હા, મ્હારા પિતાનું ખુન થયું છે."

"એ સંબંધી પ્રથમ આપે કાંઈ હકીકત સાંભળી નહોતી?"

"ના, હું અહીં હાજર નહોતો. હું સીધો બ્હાર ગામથી ચાલ્યો આવું છું."

જો હરિદાસ આવી ભયંકર શાન્તિ ધારણ કરવાને બદલે ખુલ્લા હૃદયથી ઉચ્ચ સ્વરે રડયો હોત તો સારૂં થાત. તેનો શોક રૂદનની સ્થિતિ ઓળંગી આગળ વધી ગયો હતો. બાળિકાએ મ્હોં બીજી દિશા તરફ ફેરવ્યું. તે નયનોના નીરને રોકી શકી નહિ! હરિદાસ અજાણ્યો યુવક હોવા છતાં તેના શોકથી બાળિકાનું ક્ષુદ્ર કોમળ હૃદય જાણે કે ફાટી જવા લાગ્યું.

હરિદાસ ચુપકીદીથી બેસી રહ્યો હતો. કોઈ યાદ આવતાં તે એકાએક ઉઠી ઉભો થયો. તેણે કહ્યું, "મ્હને હવે આરામ થઇ ગયો છે. હમણાં જ મ્હારે ઘેર જવું જોઇએ. દિલગીર છું કે, તમારા પિતા સાથે મ્હારી મુલાકાત થઈ નહિ. જો તેઓ રસ્તામાંથી મ્હને ન ઉપાડી લાવ્યા હોત તો હું ગાડીઘોડા અગર મૉટર નીચે ચગદાઈ મરી જાત. ફરી એક દિવસ આવી તેમની

પાસે હું કૃતજ્ઞતા દર્શાવીશ. તમારા પિતાજીનું નામ શું છે?"

"પ્રાણલાલ."

"તમારું નામ શું છે?"

"લીલાવતી. મ્હને સહુ લીલા કહીને બોલાવે છે. પિતાજી આવતા હોય એમ લાગે છે; એમનાં પગલાં સંભળાય છે."

હરિદાસે ઓરડાનાં બારણાં તરફ જોયું. પછી તે ઘણો આશ્ચર્યચકિત બની ગયો. જે માણસે એ ઓરડામાં પ્રવેશ કર્યો એ માણસ સાથે જ ટ્રેઈનમાં તેણે મુસાફરી કરી હતી. હરિદાસે કહ્યું, "આટલી ઝડપથી તમારી સાથે ફરી મુલાકાત થશે એમ હું ધારતો નહોતો. રસ્તામાં મ્હને બેહોશ બની ગયેલો જોઇ તમે તમારે ઘેર લઇ આવી મ્હારા ઉપર મહાન ઉપકાર કર્યો છે. આપે જો એટલી દયા ન કરી હોત તો મ્હારૂં શું થાત એ હું કલ્પી શકતો નથી."

પ્રાણલાલે કહ્યું, "જે ખબર સાંભળવામાં આવી હતી તે સાંભળી તમે બેહોશ બની જાઓ એમાં કાંઇ નવાઇ જેવું નથી. હવે તમને આરામ જણાય છે ને?"

"હા, મ્હને ઘણો આરામ જણાય છે. હું અહીંથી ચાલ્યો જતો હતો; તમે આવી પહોંચ્યા એ ઠીક થયું છે. મ્હને રજા આપો. વળી પાછો અવકાશ મળતાં હું તમને મળવા આવીશ. અત્યારનો પ્રસંગ એવો છે કે, મ્હારે બનતી ઉતાવળે ઘેર જઇ પહોંચવું જોઇએ."

"ભલે, પધારો." પ્રાણલાલે રજા આપી તથા તે ઠેઠ

રસ્તા સુધી હરિદાસને મૂકી આવ્યો. હરિદાસ દૃષ્ટિથી દૂર થાય ત્યાં સુધી તે તેના તરફ જોઈ રહ્યો. પછી ચિંતાતુર ચિત્તે તે ઘરમાં પાછો ફર્યો.

ભાડુતી વિકટોરીઆમાં બેસી ઘણી ઝડપથી હરિદાસ પોતાના બંગલા તરફ જવા લાગ્યો. તેની દૃષ્ટિ જાણે કે શૂન્ય હતી. રસ્તે જતાં આવતાં સેંકડો મણસોમાંથી જાણે કે તે કોઈને જોઈ શકતો નહોતો.

—*—

## પ્રકરણ ૬ ઠું

### કર્ત્તવ્ય

રતનબહાદુર ગમનદાસ શેઠના આલીશાન બંગલામાં જે દુઃખશોકનું સામ્રાજ્ય વ્યાપ્યું હતું તેનું યથાર્થ વર્ણન કરવાની શક્તિ આ લેખનીમાં નથી. હરિદાસે બંગલામાં પ્રવેશ કર્યો એટલે રડારોળ ચાલુ થઈ.

આમ છતાં હરિદાસ રડ્યો નહિ. તેની આંખોમાં એક પણ અશ્રુબિંદુ તરી આવ્યું નહિ. તે તેની માતા પાસે જવા લાગ્યો. તેના સ્થિતિનું વર્ણન કરવાની કાંઈ જરૂર નથી.

થોડા વખત પછી હરિદાસે બહાર આવી મૃત પિતાના સત્કારનો બંદોબસ્ત કર્યો. સંધ્યાકાળ પહેલાં સઘળું આટોપાઈ ગયું

હરિદાસ શોકસૂચક સફેદ વસ્ત્ર પહેરી બંગલે પાછો ફર્યો.

યથા સમયે ઘણી ધામધુમથી બ્રહ્મભોજન અને જ્ઞાતિભોજનની ક્રિયા થઈ !

*　　　*　　　*

આ સંસારમાં કાંઇ પણ હમ્મેશાં ટકતું નથી. કાળના વહેવા સાથે શોકની છાયા પણ ક્ષીણ થઇ જાય છે. રાવબહાદુરના મૃત્યુનો શોક પણ ધીમે ધીમે વિસારે પડવા લાગ્યો. મુંબાઇના લોક રાવબહાદુરના ખૂનની વાત ભુલી જવા લાગ્યા.

કેવળ પોલિસ એ બનાવને ભૂલી ગઇ નહિ. તથા કર્ત્તવ્ય વિચારી હરિદાસ પણ પિતાના ખૂનને ભૂલી શક્યો નહિ. પિતાના ખુનીને શોધી કાઢી તેને યથોચિત શિક્ષા કરાવવી એ પોતાનું મહદ કર્ત્તવ્ય છે એવો પોતાના મન સાથે તેણે દૃઢ સંકલ્પ કર્યો હતો.

પુત્રને બંગલામાં બેસાડી દિધા માતાનો શોક પણ થોડા અંશે ઓછો થયો હતો. એક દિવસે માતા પુત્ર વાતચિત કરતાં બેઠાં હતાં. માતા વિજયાએ કહ્યું, "ભાઇ ! તું આમ ટગર ટગર જોયા શું કરે છે ! એ કરતાં એક વખત પુષ્કળ રડી લઈ તુ ત્હારા હૃદયને હલકું કર."

હરિદાસે મૃદુ સ્વરે કહ્યું, "બા ! રડવુ એ સ્ત્રી જાતિનું કામ છે, પુરુષનું નથી પુરૂષે બીજું ઘણું કામ કરવાનું છે. કોણે આવું ભયંકર કાર્ય કર્યું હશે એ કાંઇ જણાયું નથી કે ?"

અસ્પષ્ટ સ્વરે વિજયાએ કહ્યું, "બિહારી નાશી ગયો છે."

"બિહારી ? ના ના, એ કદાપિ આવું કામ કરે નહિ. તદ્દન અશક્ય વાત !"

"ગમે તેમ હો, પરંતુ એ નાશી ગયો છે. તેણે જ ત્હારા પિતાને છેવટની વખતે જીવતા જોયા હતા."

"તું ગમે તેમ કહે પણ એ વાત હું માની શકું તેમ નથી. બિહારી જેવો માણસ આજકાલના વખતમાં મળી આવે તેમ નથી. એના ઉપર સંદેહ કરવો એ એની પ્રામાણિકતાને અન્યાય કરવા જેવું છે."

વિજયા થોડા સમય સુધી ચુપ રહી. પછી ધીમે સ્વરે તેણે કહ્યું, "હું કાંઇ કહી શકતી નથી. ભાઇ હરિદાસ! તું મ્હને એ ખૂન સંબંધી કાંઇ પૂછીશ નહિ. આપણા ભાગ્યમાં જે બનવાનું હતું તે બન્યું છે." આમ કહી વિજયાએ રડી પડી, પહેરેલા વસ્ત્રના પાલવથી મ્હોં દબાવ્યું.

હરિદાસ પત્થરના પુતળા માફક માતાની સ્હામે ઉભો રહ્યો. તેના મુખ ઉપર દ્રઢતા દેખાતી હતી. તેનાં બન્ને નેત્રો અસ્વાભાવિક તેજસ્વી જણાતાં હતાં. તેની પ્રખર દ્રષ્ટિમાંથી જાણે કે સળગતા અંગારા ખરતા હતા. તેની દ્રષ્ટિમાં દ્રઢ પ્રતિજ્ઞાના અક્ષરો જાણે પ્રકાશતા હોય એવો ભાસ થતો હતો.

માતા સ્વસ્થ થાય ત્યાં સુધી હરિદાસ મૌન ધારણ કરી ઉભો રહ્યો. પછી ગંભીર ભાવથી વિજયાએ કહ્યું, "ભાઇ! ત્હારૂં કહેવું ખરૂં છે. બિહારી નિર્દોષ છે. તે શા માટે આવું ભયંકર કાર્ય કરે? હેતુ વિના કોઇ આવું કરપીણ ખૂન કરે નહિ."

વિજયા મહામુશ્કેલીએ ચિત્તને કાબૂમાં રાખવાની મહેનત

કરતી હતી. તેણે કહ્યું, "ભાઈ! તું હવે આ વાતને પડતી મૂકે તો સારું."

ઉત્તરમાં હરિદાસ કાંઈ બોલ્યો નહિ. તે એ ખંડમાંથી બ્હાર જવા તૈયાર થયો. તેની માતાએ વ્યાકુળ ભાવથી પૂછ્યું, "ભાઈ! ક્યાં જાય છે?"

હરિદાસે ઉત્તર આપ્યો, "પ્રથમ હું દેસાઈ વકીલ પાસે જઈશ અને પછીથી પોલિસને મળીશ."

વિજયા ભયથી ચમકી ઉઠી. તેણે દયાજનક કંઠે કહ્યું, "ભાઈ! વૈર લેવાની ઇચ્છા રાખવી સારી ગણાય કે?"

હરિદાસે માથું ધુણાવીને કહ્યું, "સ્ત્રી અને પુરૂષનો ભેદ એ સ્થળે જ છે. તમારો શોક તમારા મનમાં, પ્રાણમાં અને હૃદયમાં રહે છે; પરંતુ પુરૂષના શોકનું તેમ નથી મ્હારા શોકે મ્હારું કર્ત્તવ્ય બજાવવા માટે મ્હને ઉત્તેજિત બનાવી દીધો છે. હું વૈરની વસુલાત લેવા—મ્હારા પિતાના ખૂનીને ફાંસીએ ચઢેલો જોવા ઇચ્છું છું. લોહીનો બદલો લોહીથી લેવાશે ત્યારેજ મ્હારા અંતરમાં સળગી ઉઠેલા શોકનો દાવાનળ કાંઇક અંશે શાન્ત થશે."

વિજયા વ્યાકુળતાથી ઉઠી ઉભી થઇ. મ્હોટી ઉમ્મર થવા છતાં તેનું સૌંદર્ય હજી કાયમ રહ્યું હતું. તે બુદ્ધિમતી અને સતી સાધ્વી હતી. ચંચળ ભાવથી તે બોલી ઉઠી, "ભાઇ! વૈર લેવાની ઇચ્છા સારી નથી. પાપીને સજા કરવાનો આપણને કાંઈ અધિકાર નથી. ભગવાન પાપીને તેના પાપની સજા કરશે.

ભાઇ ! ત્હારા મુખ ઉપર ત્હારા દૃઢ સંકલ્પને હું ઉકેલી શકું છું. તું મ્હારૂં કહેવું માની બદલો લેવાના સંકલ્પનો ત્યાગ કર. માતાની આજ્ઞા પાળવી એ ત્હારી ફરજ છે ”

આમ કહી તેણે પુત્ર પાસે જઇ પુત્રનો હાથ પકડી રાખ્યો. માતાના અવિરામ અશ્રુજળ પ્રવાહથી હરિદાસનો હાથ ભીંજાઈ ગયો; આમ છતાં તેના આંખોમાં અશ્રુનું એક પણ બિંદુ નહી આવ્યું નહિ ઉલટું તેના આંખોમાં વિશેષ રોષ અને ક્રોધ પ્રકાશી નીકળ્યો. તેણે અતિશય ગંભીર ભાવથી દૃઢ સ્વરે કહ્યું, “ મા હું ત્હારો પુત્ર છું, બીજી હરેક વાતમાં ત્હારા ઉપદેશને સ્વીકારવો એ મ્હારી ફરજ છે એમ હું સમજું છું; પરંતુ પિતા તરફ પણ મ્હારૂં અમુક કર્તવ્ય રહેલું છે ઇશ્વર તેમના ખૂનીને સજા કરે ત્યાં સુધી હું શાંત બેઈ સ્થિર બેસી શકું તેમ નથી. પિતાના ખૂનીને કાયદાની મદદથી ફાંસીએ લટકેલો જોવો એ મ્હારૂં પ્રથમ કર્ત્તવ્ય છે કર્ત્તવ્યના દૃઢ સંકલ્પથી હું સહજ પણ ડગનાર નથી.”

આમ કહી હરિદાસ ઝડપથી બ્હાર ચાલ્યો ગયો. તેની માતા વિજયા રડી રડીને શોકથી વિહ્વળ બની જઈ નિરાશ હૃદયે જ્યાં બેઠી હતી ત્યાં જ બેસી રહી. આ સંસારમાં તેના જેવી મહદ્ દુખિની નહી બીજી કોણ હશે ! રૂદન કરતાં કરતાં મૃદુસ્વરે તેણે પોતના મનને કહ્યું, “ હવે હું શું કરૂં ! મ્હારૂં શું ચાલી શકે તેમ છે ?”



# પ્રકરણ ૭ મું



## પોલિસ તપાસ

બન્ને ખૂન સંબંધી પોલિસ તપાસ કરતી હતી એ પુનઃ કહેવાની જરૂર હોય એમ અમે ધારતા નથી. પોલિસના રીપોર્ટની હકીકત ટૂંકમાંજ અમે અત્રે ઉતારીએ છીએ

" મ્હારૂં નામ પાંડુ છે. હું લગભગ વીસ વર્ષથી રામદાસ શેઠની નોકરીમાં છું. બિહારીના હાથ નીચે આજ સુધી મ્હેં કામ કર્યું છે. શેઠનું સઘળું કામકાજ બિહારીલાલ કરતો હતો. તેની ગેરહાજરીમાં તેનું કામ હું કરતો હતો.

" ખૂન થયું તેને બીજે દિવસે સ્હવારે શેઠાણીની દાસીએ આવી કહ્યું, ' રાત્રે શેઠ અંતઃપુરમાં શા માટે સૂઈ રહેવા નહોતા આવ્યા એ જાણવા માટે શેઠાણીએ મ્હને મોકલી છે. બેઠકખાનાનું પાછલું દ્વાર બંધ છે. શેઠ હમણાં કયાં છે ?' મ્હેં કહ્યું, 'તું બિહારીને હાંક માર પૂછી જો ' દાસીએ કહ્યું, 'બિહારી કાકાને ઘણી હાંકો મારવા છતાં તેમના તરફથી કાંઈ ઉત્તર મળ્યો નથી.'

" અંતે હું શેઠના બેઠકખાના પાસે ગયો તો તેનું આગળનું દ્વાર પણ અંદરથી બંધ જણાયું. મ્હેં પાછી દાસી માર્ફત એ ખબર શેઠાણીને મોકલી. શેઠાણીએ કોઈ પણ રીતે દ્વાર ઉઘાડી તપાસ કરવાનું કહેવડાવ્યું."

" પછી અમે ત્રણ ચાર માણસોએ મળી દ્વાર ખોલી નાખ્યું. એ પછી જે દેખાવ અમારા જોવામાં આવ્યો તેનું વર્ણન હું કરી શકું તેમ નથી. શેઠનું ગળું કોઈએ કાપ્યું હતું. "

"એ બેઠકખાનામાં મારામારી થઇ હોય એવું કોઇ ચિહ્ન જોવામાં આવ્યું હતું કે?"

"ના, ત્યાંની હરેક વસ્તુ જેમની તેમ હતી."

"કોઇ વસ્તુ ચોરાઇ હતી કે?"

"ના."

તે પછી દાસીની સાક્ષી લેવામાં આવી હતી. જે હકીકત નોકરે કહી હતી તેજ દાસીએ કહી હતી. બીજા એક ચાકરે કહ્યું, "રાત્રે એક માણસ શેઠના નામનો એક કાગળ લઈ આવ્યો હતો. તેણે એ કાગળ મ્હારા હાથમાં આપ્યો હતો અને મ્હેં તે લઈ જઈ શેઠના મુખ્ય નોકર બિહારીલાલને આપ્યો હતો. પછી શેઠ પાછલે દરવાજે ભાડુતી વિકટોરીઆ મંગાવી તેમાં બેસી બ્હાર ચાલ્યા ગયા હતા. લગભગ દોઢ કલાક પછી તેઓ બંગલે પાછા ફર્યા હતા. હું બિહારીલાલના તાબામાં હોઇ તેમના હુકમ પ્રમાણે કામ કરતો હતો આમ હોવાથી શેઠ બિહારીલાલને જે જે હુકમો કરતા હતા, તે મ્હારા જાણવામાં આવતા હતા."

ડૉકટરની સાક્ષી એવી હતી કે, "તેજી ધારવાળા છરાથી કોઈએ શેઠનું ગળું કાપી નાખ્યું છે. માણસ પોતાને હાથે એવી રીતે પોતાનું ગળું કાપી શકે એ બનવા જેવું નથી. મ્હારા મત પ્રમાણે એ આત્મહત્યા નથી. કોઈએ કલોરોફોર્મથી શેઠને એકાએક બેહોશ બનાવી તેમનું ગળું છરાથી કાપી નાખ્યું હોય એમજ મ્હને લાગે છે. રાતના ૧ થી ૨ વાગ્યાની અંદર તેમનું ખૂન થએલું જણાય છે."

રામદાસ શેઠના દેશીઅરે કહ્યું, "શેઠે સંધ્યાકાળે પાંચસો

રૂપિઆની નોટ મ્હારી પાસે માગી લીધી હતી. એ નોટ શા માટે માગી હતી તે હું જાણતો નથી. એ સંબંધી કાંઇ પૂછવું એ મ્હારા અધિકાર ઉપરની વાત હતી. ઘણું કરીને એ નોટ શેઠના ખીસ્સામાં હતી. તેનો નંબર ૧૨૦ થી ૦૯૬૭૧ હતો."

ડિટેક્ટિવ ઇન્સ્પેક્ટર દેશમુખે કહ્યું, "ખૂન થયાની ખબર મળતાંજ હું શેઠને બંગલે ગયો હતો. તપાસ કરતાં બંગલાનું મુખ્ય દ્વાર ખુલ્લું જોવામાં આવ્યું હતું. એ દ્વારમાં થઇને મેડા ઉપર જતાં એક રસ્તો સીધો શેઠના બેઠકખાના તરફ જાય છે. એ રસ્તેથી ગમે તે અજાણ્યો માણસ પણ સહેલાઇથી બેઠકખાના સુધી જઇ શકે તેમ છે. વિશેષ તપાસ કરતાં બેઠકખાનાથી શરૂ કરી સીડી સુધી વચ્ચે વચ્ચે લોહીનાં ટીપાંના દાઘ મ્હારા જોવામાં આવ્યા હતા. તેથી ખૂની એ રસ્તેથી જ ખૂન કરી નાશી છુટયો હોય એમ લાગે છે. રાતના એક વાગ્યા પછી બેઠકખાના સિવાય બીજે કોઈ પણ સ્થળે દીવો સળગતો નહોતો. શેઠેજ બધા દીવા બુઝાવી નાખવાની નોકરને આજ્ઞા કરી હતી. આમ હોવાથી ખૂની સહેલાઇથી અંધકારમાં છુપાતો આવેલો હોવો જોઈએ."

"ત્યારે બ્હારથી કોઇએ આવી શેઠનું ખૂન કર્યું છે એવો આપનો મત છે કે?"

"મ્હારી જુબાની ઉપરથી પોલિસ પોતાનો મત બાંધી શકે તેમ છે."

શેઠે રૂપિયા લીધા હતા એ કેવળ બિહારી જાણતો હતો.

એ રૂપિયાનો કાંઈ પત્તો લાગ્યો નહિ. ઈલ્લો બિહારીજ શેઠના બેઠકખાનામાં ગયો હતો. બ્હારનો કોઈ માણસ પુષ્કળ માણસોની હાજરીમાં નાચની રાતે ખૂન કરવા આવે એ અશક્ય હતું. બિહારી નાશી ગયો હતો; તેથી તેના ઉપર ઘણો સંદેહ ઉપજતાં તેજ ખૂની હોવો જોઈએ ધારી પોલીસે તેને પકડવાનું વૉરંટ કાઢ્યું.

—:૦:—

## પ્રકરણ ૮ મું

### પોલિસ તપાસ (ચાલૂ)

પોલિસે રાવ બહાદુર રામદાસ શેઠના ખૂનની જેટલી તપાસ કરી હતી તેટલી તપાસ અભાગિની વિમળાના ખૂન સંબંધી કરી નહોતી. એક તરફ મુંબાઈના જાણીતા ધનાઢ્ય શેઠ હતા ત્યારે બીજી તરફ સગાં સંબંધીઓથી ત્યજાએલી વેશ્યાવાડામાં રહેતી એક અજાણી કંગાલ સ્ત્રી હતી. આમ હોવાથી બન્ને ખૂનની તપાસમાં ફર્ક રહે એ બનવા જેવું હતું. પૈસાદારના સાળા તરીકે ઓળખાવા આ સ્વાર્થી સંસારમાં કોણ નથી લલચાતું?

વિમળાના ખૂન સંબંધીના પોલિસ રીપોર્ટમાંની થોડી હકીકત અમે અત્રે ઉતારીએ છીએ.

જે ઘરમાં વિમળા રહેતી હતી તે ઘરવાળીએ નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતોઃ—

"કેટલા વખતથી એ સ્ત્રી ત્હારા મકાનમાં રહેતી હતી?"

"એક મહિનો થઈ ગયો હશે."

"તે કાંઈ કામધંધો કરતી હતી કે?"

"ના, મ્હેં તેને ધંધો કરતાં જોઇ નથી."

"તને ત્હારૂં ભાડું મળ્યું છે?"

"હા, અગાઉથી આપ્યું હતું."

"આ મકાનમાં રહેતી બીજી વેશ્યાઓની માફક તે ધંધો કરતી નહોતી એ તરફ ત્હારૂં ધ્યાન નહોતું ખેંચાયું હતું કે?"

"મ્હારે શા માટે એ તરફ ધ્યાન આપવું જોઇએ?"

"એ સ્ત્રી સંબંધી તું બીજું શું જાણે છે?"

"કાંઇ જાણતી નથી. પારકી પંચાતમાં માથું મારવાનું મ્હને પસંદ નથી."

"તે ઘરની બ્હાર કોઇ વખતે જતી હતી કે?"

"હા, વચ્ચે વચ્ચે જતી હતી."

"ક્યાં જતી હતી?"

"એ હું કેવી રીતે જાણું?"

"એ બીજી સ્ત્રીઓની માફક ધંધો કરતી નહોતી, ખરૂં?"

"હા, ખરૂં છે."

"કોઈ પુરૂષને તેની પાસે આવજા કરતાં ત્હેં જોયો હતો?"

"ના, જે રાતે ખૂન થયું એ રાત સિવાય તેની પાસે કોઇ પણ પુરૂષને આવતાં મ્હેં જોયો નથી. આવ્યો હોત તો હું જાણી શકત."

"ખૂન થયું એ રાત્રે તેની પાસે કેટલા માણસો આવ્યા હતા?"

"બે"

"બન્ને સાથે આવ્યા હતા કે?"

"ના, એક માણસના ચાલ્યા ગયા પછી બીજો આવ્યો હતો."

"પહેલો માણસ કેટલા વાગ્યે આવ્યો હતો?"

"હું ઘડીઆળ લઇને બેઠી નહોતી. આશરે દશ વાગ્યા હશે."

"એ માણસ વિમળાના ઓરડામાં કેટલા વખત સુધી રોકાયો હતો?"

"લગભગ અડધો કલાક."

"તેનો ચહેરો કેવો હતો એ તું કહી શકીશ કે?"

"હું એનું મ્હોં બરાબર જોઇ શકી નહોતી. હું માણસોના ચ્હેરા જોવા બેસી રહેતી નથી."

"ત્હેં એમની વચ્ચે કાંઇ વાતચિત થતી સાંભળી હતી કે?"

"મ્હારે શા માટે પારકી વાત સાંભળવી જોઇએ! છતાં વિમળા રડતી હોય એમ મ્હને લાગ્યું હતું."

"એમ છતાં તેં તેની તપાસ કરી નહોતી?"

"સાહેબ! આપ જો કોઈ બજારૂં રાંડને ત્યાં જઇ એક રાત પડી રહો તો માલૂમ પડે કે, રાંડોને ત્યાં એવી રડારોળ હમ્મેશાં ચાલૂ રહે છે. નજીવા કારણથી એવાં સ્થળોએ તકરાર ટંટા થાય છે અને રડારોળ એક સ્વાભાવિક ક્રિયા બની જાય છે."

"પહેલો માણસ આવી ગયો ત્યાર પછી કેટલા વખતને અંતરે બીજો માણસ આવ્યો હતો?"

"દશેક મીનીટને અંતરે."

"તેનો ચહેરો કેવો હતો એ તું કહી શકીશ?"

"સાહેબ! જો હું જુવાન હોત તો પુરૂષોના ચહેરા તરફ ધ્યાન રાખી તેમને મ્હારી છાતીમાં કોતરી રાખત. મ્હારા જેવી ડોશીએ જુવાન પુરૂષોના ચહેરા તરફ શામાટે ટીકીને જોવું જોઇએ?"

"બીજા માણસના આવ્યા પછી વિમળાને રડતી યા બૂમ પાડતી ત્હેં સાંભળી હતી કે?"

"ના."

"એ માણસ ક્યારે બ્હાર ચાલ્યો ગયો એ તું કહી શકીશ?"

"ના, એ સંબંધી હું કાંઇ જાણતી નથી."

"એ બીજો માણસ વિમળા પાસે કેટલા વખત સુધી રોકાયો હતો?"

"સાહેબ! મ્હને તમે શામાટે ગુંચવાડામાં નાખો છો? તે ક્યારે ગયો તે હું જાણુતી નથી એટલે તે કેટલો વખત રોકાયો હતો એ હું કેવી રીતે જાણી શકું?'

"ત્યારે એ રાતે એ બે માણસો સિવાય બીજું કેઈ વિમળા પાસે નહોતું આવ્યું કે?"

આ પ્રશ્ન સાંભળી ઘરવાળી ગુંચવાડામાં પડી ગઇ. ઇન્સ્પેક્ટરે ફરીથી તેને એ પ્રશ્ન પુછયો એટલે તેણે કહ્યું, "વિમળાના ઓરડામાં ત્રીજું કોઇ આવ્યું નહોતું; પરંતુ તેના ઓરડા પાસે જ રાધાનો ઓરડો છે રાધા જાતે દક્ષિણી છે. તેના ઓરડામાં એક માણસ આવ્યો હતો. એ માણસને પોતાના ઓરડામાં રાખી 'ખાવાનું લેવા જાઉં છું', કહી રાધા બ્હાર ગઈ હતી; પરંતુ રાત્રે તે પાછી આવી નહોતી."

"ત્યારે એના ઓરડામાં જે માણસ હતો તેણે શું કર્યું?"

"એ માણસ રાધાના ઓરડામાંથી ક્યારે ચાલ્યો ગયો હતો એ હું જાણતી નથી."

"સ્હવારે એ માણસ રાધાના ઓરડામાં હતો કે?"

"ના, સ્હવારે રાધાનો ઓરડો ખુલ્લો હતો."

"અને એ સંબંધી તું કાંઇ જાણતી નથી?"

"હું જે જાણતી હતી તે મ્હેં તમને કહ્યું છે."

રાધાએ પોતાની જબાનીમાં એમ કહ્યું હતું કે, "ખૂન થયું એ રાત્રે મ્હારી પાસે એક માણસ આવવા ઇચ્છતો હતો. હું એને મ્હારા ઓરડામાં લઈ ગઈ હતી. ઓરડામાં આવ્યા પછી તેણે મ્હને પુછ્યું, 'પાસેના ઓરડામાં કોણ રહે છે?' મ્હેં ઉત્તર આપ્યો 'વિમળા નામની એક સ્ત્રી રહે છે.' મ્હારો ઉત્તર સાંભળી આસન ઉપર નહિ બેસતાં તે વિચારમગ્ન ચિત્તે થોડા સમય સુધી ઉભો રહ્યો. મ્હેં તેને બેસવા માટે કહ્યું. તેણે પૂછ્યું, 'ત્હારૂં નામ રાધા છે કે?' મ્હેં હા પાડી. તેણે કહ્યું, 'રાધા! જો આજની રાત માટે તું મ્હને એકલાને ત્હારા ઓરડામાં રહેવા દે તો હું તને દશ રૂપિયા આપું! તું ત્હારી કોઇ બ્હેનપણીના ઓરડામાં જઇ આજની રાત સુઇ રહેજે. હું એકલોજ ત્હારા ઓરડામાં રહેવા ઇચ્છું છું. કાલે સ્હવારે હું ચાલ્યો જઇશ.' એ ઘરમાં મ્હારો કાંઈ કિંમતી સરસામાન નહોતો. પલંગ તથા બીજાં બેચાર વાસણો અને ખુરસી વગેરે ઘરવાખરીનું હતું. હું અનાયાસે મળતા એ દશ રૂપિયાનો લોભ છોડી શકી નહિ. એ રાતે ખૂનામરકી થશે એવું કોણ જાણતું હતું? હું મ્હારી બ્હેનપણીને ત્યાં સુઇ રહેવા ગઇ હતી."

"ત્હારી પાસે જે માણસ આવ્યો હતો તે કેવો હતો?"

"કદે લાંબો હોઈ ગૃહસ્થ જેવો દેખાતો હતો. તેને જોતાં કાંઇ સંદેહ નહિ ઉપજવાથી જ હું મ્હારા ઓરડામાં તેને એકલો રાખી ચાલી ગઈ હતી."

"ત્હારા ઓરડાની કોઇ વસ્તુ ચોરાઈ છે કે?"

"ના."

"ત્હારા બિછાનામાં કોઇ સૂઇ રહ્યું હોય એમ તને લાગે છે?"

"ના, કોઈ સૂઇ રહ્યું નહેતું. જો સૂઈ રહ્યું હોત તો બિછાનું ચુંથાયલું દેખાત."

"એ માણસ ક્યારે ચાલ્યો ગયો હતો તે તું કહી શકીશ?"

"ના, રાત્રે હું મ્હારી બ્હેનપણીને ઘેર જ રહી હતી."

"વિમળાના ખૂન સંબંધી બીજા એક વિષય તરફ પોલિસનું લક્ષ ખેંચાયું. વિમળાના હાથમાં કાચની બંગડીઓ અને કપાળમાં ચાંલ્લો હોવાથી એ વિધવા નથી એમ પોલિસને લાગ્યું. તેની આંગળીપરથી પોલિસને એક અદ્દભુત શિલ્પકાર્ય-વાળી વીંટી મળી આવી હતી. એ વીંટી ઉપરથી કાંઈ પત્તો મેળવી શકાશે એમ ધારી પોલિસે તે કબ્જે કરી હતી.

આ બન્ને ખૂનોના ખૂનીને પોલિસ પકડી શકી નહિ, તે એ સંબંધી વિશેષ કાંઇ કરી શકી નહિ.

—:૦:—

૩

# પ્રકરણ ૯ મું

## લીલાવતી

એક દિવસે લીલાવતી પોતાની ઓરડીમાં બેસી કાબુલી બિલાડીને રમાડતી હતી. બિલાડીને સંબોધી તે ઘણી અસ્પષ્ટ-અસંબદ્ધ વાતો કહેતી હતી. વચ્ચે વચ્ચે તે કલ્પનાના રાજ્યમાં ઉડી જતી હતી. હરિદાસનું પ્રથમ દર્શન થયું ત્યારથીજ તેની મનમોહન મૂર્તિ લીલાવતીના અંતરપટ પર અંકિત થઇ ચુકી હતી. પ્રેમિક કલાપીની ઉક્તિ તેને માટે ખરી ઠરી હતી કે,

ભલે પ્રીતિ પહેલાં પરિચય કદિ લેશ નવ હો,
ભલે પ્હેલી દૃષ્ટિ પ્રણય કરવાનો સમય હો.

આપણા ભારતવર્ષીય સાહિત્યમાં પ્રથમ દૃષ્ટિએ પ્રેમ ઉત્પન્ન થવાનાં ઘણાં ઉદાહરણો મળી આવે છે. મનુષ્યની પાંચ જ્ઞાનેન્દ્રિયમાં શ્રવણેન્દ્રિય કરતાં દર્શનેન્દ્રિયની અનુભૂતિ વિશેષ પ્રગાઢ છે. દર્શનથી પ્રાપ્ત થતું જ્ઞાન સાંભળીને પ્રાપ્ત કરેલા જ્ઞાન કરતાં શ્રેષ્ઠ હોય છે. આમ હોવાથી દર્શનથી પ્રેમ ઉપજે એ વિશેષ સ્વભાવિક છે. મુખ્યત્વે કરીને યુવાવસ્થામાં રૂપલાલસા ઘણી પ્રબળ હોય છે. તેથી રૂપનું દર્શન થતાં મન વિકારી થયા સિવાય રહેતું નથી. ડનલોપ નામના વિદ્વાન ગ્રંથકારના સુવિખ્યાત ગ્રંથ History of fiction માં એ વિદ્વાને દર્શનથી પ્રેમ ઉપજ્યાનાં ઉદાહરણો યુરોપીય સાહિત્યમાંથી તારવી કાઢી પ્રસિધ્ધ કર્યાં છે. આપણાં હિંદુ પુરાણોમાં, રૂપકથાઓમાં અને કાવ્યો માં પ્રથમ દર્શને પ્રેમ ઉપજ્યાનાં ઉદાહરણો પુષ્કળ છે. રાણી

ઇલીઝાબેથના સમયની એક કવિતામાં લખેલું છે કે,

There is a lady sweet and kind,
Was never one so pleased my mind.
I did but see her passing by,
And Yet I love her till I die.

કેટલીક વિદ્વ વ્યક્તિઓ પ્રથમ દર્શનથી જે પ્રેમ ઉપજે છે તેને ક્ષણિક વિકાર સમજતી હોવાથી અત્રે પ્રસંગ ક્રમે આ વિષયનો થોડો વિસ્તાર કરવામાં આવ્યો છે. રાજકવિ ટેનીસને Love of first sight થી પણ આગળ વધી જઇ love at first glimps અર્થાત્ આંખની પલક પડતાંમાં જ પ્રેમ ઉપજ્યાની એક ઘટનાનું વર્ણન કરતાં લખ્યું છે કે,

Love at First sight
May seem-with goodly rhyme and reason for it-
Possible-at first glimpse, and for a face
Gone in a moment-Strange'

(*The Sisters*)

વિખ્યાત કવિ, દાર્શનિક અને સમાલોચક કોલરીજ જોર સહિત કહે છે કે, પ્રકૃત પ્રણય ક્ષણ કાળના દર્શનથી પણ ઉત્પન્ન થાય છે—' It appears to me that in all cases of real love, it is at one moment that it takes place. That moment may have been prepared by previous esteem, admiration, or even affection, Yet love seems to require a momentary act of volition, by which a tacit bond of devotion is

emposed, a bond not to be there-after broken without violating what Should be sacred in our nature.

*Coleridge: Lectures on Shakespeare.*
Section *IV.* 1818

વિષયાંતર થઇ જવાના ભયથી અમે આ વિષયને અત્રે જ બંધ કરીએ છીએ.

લીલાવતીની સ્થિતિ એવી થઈ ગઇ હતી કે, શયનમાં, સ્વપ્નમાં અને જાગરણમાં તે હરિદાસનું ધ્યાન ધર્યા કરતી હતી.

લીલાવતી જેવી એક બાળિકા પોતાના અંતરની વ્યથાની વાત કોને કહી શકે ? માતા વિનાની એ બાળિકા પિતાની ગેરહાજરીમાં પોતાની ઓરડીમાં કાબુરી બિલાડીને ખોળામાં બેસાડી, અંતરના આવેગથી વચ્ચે વચ્ચે પ્રિયતમ સંબંધીના પ્રશ્નો પુછતી હતી તથા બિલાડી ઉત્તર આપી નહિ શકવાથી જ્યારે પુંછડી હલાવી લીલાવતીના મુખ તરફ જોઇ રહેતી ત્યારે, 'મિની ! તું દુષ્ટ છે ! તું મ્હારા દિલના દર્દને જાણતી નથી.' કહી લીલાવતી તેને થાપટ મારતી હતી. મિની બ્હીકની મારી મ્યાઉં મ્યાઉં અવાજ કરતી દૂર ખસી જતી હતી.

લીલાવતી મિની પાસે બેઠી હતી એવામાં પિતાને પોતાની નજીક આવેલા જોઇ તેણે કહ્યું, "બાપા ! તમે શામાટે બિછાનામાંથી ઉઠયા ? કપડાં પહેરી ક્યાં જાઓ છો ? તમને ઊંઘી ગયેલા જોઇ હું મિની પાસે બેઠી હતી. બિછાનામાંથી તમને ઉઠવા નહિ દેવાનો ડૉક્ટરે સખ્ત હુકમ કર્યો છે. બ્હાર જશો તો કદાચ દુઃખ વધી જશે."

લીલાવતીના પિતા પ્રાણલાલની આંખો ઊંડી ઉતરી ગઇ

હતી. તેનું સર્વાંગ કંપતું હતું. કંપતા શરીરે તે લીલાવતીના બિછાના ઉપર આવીને બેઠો. તેનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. કાંઈ બોલવાનો પ્રયત્ન કરવા છતાં તે બોલી શક્યો નહિ.

લીલાવતીએ કહ્યું, "છેલ્લા થોડા દિવસ તમે છેક બેહેરા જેવી હાલતમાં પડી રહ્યા હતા. મ્હારા ભયનો પાર રહ્યો નહોતો. ડૉક્ટરના કહેવાથી જ હું ધીરજ રાખી શકી હતી. જાઓ જઇને બિછાનામાં સૂઈ રહો. બ્હાર જવાની કાંઇ જરૂર નથી."

પ્રાણુલાલે થોડી ક્ષણ સુધી ચુપ રહ્યા પછી પૂછ્યું, "આજે શો વાર છે?"

"શુક્રવાર."

"શુક્રવાર!"

આમ કહી બે હાથથી માથું દબાવી પ્રાણુલાલ જાણે કે કોઇ વાત યાદ કરવા લાગ્યો. ત્યાર પછી ધીમા અવાજે તેણે કહ્યું, "હું—બે—એક—દિવસે એક બે—બેહોશ માણસને આપણને ત્યાં લઇ આવ્યો હતો. તે દિ-દિવસે કયો વાર હતો?"

લીલાનું મ્હોં લાલચોળ બની ગયું. તેણે કહ્યું, "તે દિવસે મંગળવાર હતો. એ માણસના વિદાય થયા પછી તમે પણ બ્હાર ચાલ્યા ગયા હતા. મોડી રાતે તમે ઘેર પાછા ફર્યા હતા. એ વખતથી જ તમે બીમાર થઈ ગયા છો."

પ્રાણુલાલે ભયજડિત કંઠે કહ્યું, "હા-હા, ખરૂં છે. હવે એ વાત મ્હને યાદ આવે છે. એ બધુ સ્વપ્ન હોય એમ મ્હને લાગે છે. મ્હને પુષ્કળ તાવ આવ્યો હતો."

"છેલ્લા ત્રણ દિવસ તમે તાવના જોરથી બેભાન રહ્યા હતા."

"તાવ—તાવ-સ્વપ્ન—" આમ કહી પ્રાણલાલ ઉત્તેજિત ભાવથી બોલી ઉઠયો, "પેલું પેપર કયાં છે?"

લીલાએ ઉઠી જઇ પિતાના કંઠમાં વળગી પડી પુછ્યું, "કયું પેપર બાપા?"

"જે પેપર એ માણસે વાંચ્યું હતું તે;–જે પેપરમાં ખૂનની વિગત છપઇ છે તે."

લીલાએ એ પેપર સાચવી રાખ્યું હતું. તેણે પેપર લઈ આવી પિતાની સ્હામે ધર્યું પ્રાણલાલે ઝડપથી પુત્રીના હાથમાંથી પેપર પડાવી લીધું. પછી વ્યાકુળભાવથી તે એ પેપર વાંચવા લાગ્યો. લીલાવતીએ જોયું કે, તેનો પિતા રામદાસ શેઠના ખૂનનો વિષય વાંચતો નહેતો. કારણ એ વિષય પહેલાં તેણે ઘણી વખત વાંચ્યો હતો. શામાટે વાંચ્યો હતો એ લીલા જાણતી નહોતી. લીલાએ તેના પિતાને થરથર કંપતો જોયો. તેના કપાળ ઉપર પુષ્કળ પસીનો છુટયો હતો. પલકશૂન્ય દૃષ્ટિથી તે એક તરફ જોઇ રહ્યો હતો. લીલાએ ભય પામી રડતાં રડતાં કહ્યું, "બાપા–ઓ બાપા!"

લીલાના સંબોધનને સાંભળી પ્રાણલાલ સહજ સ્વસ્થ થયો. તેણે પુત્રીના મુખ તરફ જોઇ અસ્પષ્ટસ્વરે કહ્યું, "સ્વપ્ન–સ્વપ્ન–"

એકાએક પ્રાણલાલ રડી પડયો. બન્ને હાથથી મ્હોં ઢાંકી તે ચુપકીદીથી રડવા લાગ્યો. લીલા હૃદયમાં હિમ્મત લાવી પિતાની પાસે જઇ બેઠી. શું બોલવું તથા શું કરવું એ તે વિચારી શકી નહિ. લગભગ અડધા કલાક સુધી પ્રાણલાલ એવી હાલતમાંજ બેસી રહ્યો. પછી તેના રૂદનનો ધ્વનિ સંભાળાનો

બંધ થયો. લીલાએ તેને બોલાવી વિરક્ત કર્યો નહિ. કાંઇ સમજી નહિ શકાવાથી તે ચુપકીદીથી પિતા પાસે બેસી રહી.

ઘણા સમય સુધી પ્રાણુલાલ કાંઇ બોલ્યો નહિ. તેથી ભયભીત બની લીલાએ તેને હસ્ત સ્પર્શ કરી કહ્યું, "બાપા—ઓ બાપા!"

પ્રાણુલાલે કાંઇ ઉત્તર આપ્યો નહિ. એ વખતે લીલા તેના પિતાને બેશુધ્ધ બની ગયેલો જોઇ શકી. તેણે પિતાને બિછાનામાં સૂવાડી દઇ જલ્દીથી ડૉકટરને બોલાવી લાવવા માણસ દોડાવ્યો.

—:०:—

## પ્રકરણ ૧૦ મું

—:०:—

### મધ્યરાત્રે ખુનની જગ્યાએ.

મધ્ય રાત્રિ થઈ જવા છતાં વિજયા નિદ્રાધીન થઇ શકી નહોતી. પતિનું ખૂન થવા પછી તેને આહાર ઉપર રૂચિ નહોતી તથા નિદ્રા તેનાથી દૂર ભાગતી હતી.

ઘડીઆળમાં એકનો ટકોરો થયો. રાવ બહાદુર રામદાસ શેઠના બંગલામાં ગભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થઇ ચુક્યું હતું. દાસદાસીઓ ઉંઘી ગયાં હતાં. આખા બંગલામાં જાણે કે કોઇ જાગતું નહોતું!

વિજયા હજી સુધી સુઇ રહી શકી નહોતી. ચિંતાતુર અને વ્યાકુળ ભાવથી તે પોતાના બિછાનામાં બેસી રહી હતી. નજીકના ખંડમાંની નાની ઘડીઆળમાં એકનો ટકોરા થયો એટલે તેણે ચમકીને ચોતરફ જોયું. તે કાન માંડી એક ચિત્તે કાંઈ સાંભળવા

લાગી. કોઇપણ તરફથી કાંઇ અવાજ સંભળાયો નહિ. બધાં માણસો ઉંઘી ગયાં છે એવી વિજયાની ખાત્રી થઇ.

વિજયાએ ફરી એક બત્તી સળગાવી. પછી એ બત્તી હાથમાં લઇ પગલાંનો અવાજ ન થાય એવી સંભાળથી તે પોતાના શયન-ગૃહની બ્હાર નીકળી.

ઘણા ખંડ વટાવી તે એક ખંડનાં બારણાં પાસે જઇ સ્તમ્ભિત ભાવથી ઉભી રહી. બારણાં ઉઘાડવાનું સાહસ તે કરી શકી નહિ તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. તેના હાથ થર થર કંપવા લાગ્યા.

ઘણા વખત સુધી તે સ્તંભિત ભાવથી એ બારણાં પાસે ઉભી રહી. અંતે સઘળું હૃદયબળ એકઠું કરી તેણે હાથથી બારણાં ઠેલ્યાં બારણાં ઉઘડી ગયાં. પછી તેણે એ ખંડમાં પ્રવેશ કર્યો, પરંતુ તે આગળ ડગલું ભરી શકી નહિ. એકાએક તેનું સર્વાંગ જાણે કે સ્થિર થઇ ગયું.

આ એ જ બેઠકખાનું હતું ! આ બેઠકખાનામાંજ રામદાસ શેઠનું ખૂન થયું હતું. ખૂન થયું ત્યારથી એ બંધ રહેતું. એ બેઠકખાનામાં ખૂન થયા પછી કોઇએ પ્રવેશ કર્યો નહોતો. બેઠકખાનાની સઘળી વસ્તુઓ હતી તેમને તેમ હતી—કોઇએ કોઇ પણ વસ્તુને હાથ અડકાડ્યો નહોતો.

વિજયા કેટલા વખત સુધી ત્યાં સ્તમ્ભિત ભાવથી ઉભી રહી તેની ખબર તેને પોતાને પણ નહોતી. એકાએક ભયથી ચમકી ઉઠી તેણે ચોતરફ જોયું. તે જે કાર્ય કરવા આવી હતી તે કર્યા સિવાય ચાલે તેમ નહોતું ! જો ચલે તેમ હોત તો તે કદાપિ

આ બેઠકખાનામાં આવા ગંભીર રાતના વખતે કદાપી આવત નહિ. તેનું કાર્ય ઘણું મહત્વનું હોવાથી જ તે નિરૂપાયે આ બેઠકખાનામાં આવી હતી.

વિલંબ કરવાથીજ કામ બગડવાનો સંભવ હતો. મહા મુશ્કેલીએ હૃદયમાં હિમ્મત લાવી વિજયા આગળ વધી. બત્તીને એક બાજૂએ મૂકી વસ્ત્રની અંદરથી એક કુંચી બ્હાર કાઢી તેણે એ બેઠકખાનાની દિવાલ સાથે આવેલી એક આલમારી ઉઘાડી.

આલમારીની અંદર એક ગુપ્તદ્વાર હતું. એ ગુપ્તદ્વારનું અસ્તિત્વ એક.એક કોઇના જાણવામાં આવે તેમ નહોતું. રામદાસ શેઠ અને વિજયા સિવાય એ ગુપ્તદ્વારના અસ્તિત્વની ત્રીજા કોઈ પણ માણસને ખબર નહોતી. વિજયાએ ઝડપથી એ ગુપ્તદ્વાર ખોલી નાખ્યું. ત્યાર પછી ભયચકિત દૃષ્ટિથી ચોતરફ જોઈ કોઇ વસ્તુ અંદરથી ઉપાડી લઈ પોતાના વસ્ત્રમાં તેણે છુપાવી દીધી.

એવામાં નજીક કોઇનાં પગલાંનો અવાજ વિજયાના સાંભળવામાં આવ્યો. એ અવાજ ઘણો ક્ષીણ હોવા છતાં વિજયા સાંભળી શકી. એ અવાજ સાંભળી તે જડસડ બની ગઈ. તેના શરીરના સઘળા લોહીનું જાણે કે પાણી થઇ ગયું, તે નિસ્તબ્ધ સ્તંભિત ભાવથી જડ પ્રતિમાની માફક ઉભી રહી. દ્વારમાંથી હાથ પાછો ખેંચી લેવા જેટલી હિમ્મત પણ તેનામાં રહી નહિ.

પગલાંનો અવાજ વિશેષ પાસેથી સંભળાવા લાગ્યો, અને અલ્પકાળમાં જ બેઠકખાનાનાં બારણાં ખુલી ગયાં. હાથમાં બત્તી

લઈ હરિદાસે એ બેઠકખાનામાં પ્રવેશ કર્યો. તે એ સ્થળે તેની માતાને જોઇ વિસ્મિત અને સ્તંભિત બની જઇ ઉભો રહ્યો.

માતા અને પુત્ર–બન્ને ચુપ હતાં. થોડા સમય સુધી એ બન્નેમાંથી કોઇ કાંઈ બોલ્યું નહિ, વિજયા બ્હીકની મારી થર થર કંપતી હતી.

છેવટે હરિદાસે કહ્યું, "બા! તું અહીં કયાંથી? આટલી મોડી રાત્રે તું આ બેઠકખાનામાં શા માટે આવી છે?"

વિજયા આ પ્રશ્નનો કાંઇ ઉત્તર આપી શકી નહિ. હરિદાસ તેના મુખ તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ રહેલો હતો. વિજયાએ થોડા સમય પછી કંપિત કંઠે કહ્યું, "મ્હને ઊંઘ નહિ આવવાથી હું અહીં આવી હતી."

"ત્હેં એ આલમારી શા માટે ઉઘાડી છે?" હરિદાસે પૂછ્યું.

આ પ્રશ્નનો કાંઇ ઉત્તર નહિ આપતાં વિજયાએ કહ્યું, "ભાઈ! હું હવે અહીં ઉભી રહી શકતી નથી. તું મ્હને મ્હારા ખંડમાં લઈ જા."

ચુપકીદીથી હરિદાસે માતાનો હાથ પકડયો. પછી તે પાછળના દ્વારમાંથી માતાને બ્હાર લઇ ગયો.

---

## પ્રકરણ ૧૧ મું

—:o:—

### માતા અને પુત્ર

એ ભયંકર બેઠકખાનામાંથી બ્હાર નીકળ્યા પછી વિજયા કાંઈક અંશે શાન્ત થઇ. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું, "હું એ બેઠકખાનામાં મદ્ય એ કાઈ કર્યું નથી."

હરિદાસે માતાના મુખ તરફ પ્રથમના જેવી તીક્ષ્ણ દષ્ટિથી જોઇ કહ્યું, “બા! તું શા હેતુથી એ બેઠકખાનામાં ગઈ હતી?”

અત્યાર સુધી જે કાંઇ જાણવામાં આવ્યું હતું તે ઉપરથી હરિદાસે પોતાના મન સાથે એવો નિશ્ચય કર્યો હતો કે, તેના પિતાનું ખૂન કોઇ સાધરણ માણસે કર્યું નથી. એ ખૂનની અંદર ભેદ ભરેલું ગૂઢ રહસ્ય છુપાયલું હોવું જોઇએ. એ રહસ્ય માતા જાણતી હોવા છતાં ઇરાદાપૂર્વક પોતાને કહેતી નથી આવી હરિદાસની ધારણા હતી કોઇ પણ પ્રકારે એ રહસ્ય જાણી લેવાનો હરિદાસે પોતાના મન સાથે દઢ સંકલ્પ કર્યો હતો. તેના મનનો ભાવ સમજી જઇ વિજયાનો પ્રાણ કંપી ઉઠયો.

વિજ્યા પોતાના શયનગૃહનાં દ્વાર પાસે જઇ ઉભી રહી. પોતાને એ સ્થળે રાખી હરિદાસ ચાલ્યો જશે એમ તે ધારતી હતી; પરંતુ હરિદાસ ત્યાંથી ચાલ્યો ગયો નહિ. તેણે માતાની સાથે તેના શયનગૃહમાં પ્રવેશ કર્યો.

વિજયાએ બિછાનામાં બેસી બન્ને હાથથી પોતાનું મ્હોં ઢાંકી દીધું. હરિદાસ થોડા સમય સુધી ચુપકીદી ધારણ કરી ઉભો રહ્યો. પછી તેણે ગંભીર ભાવથી કહ્યું, “બા! તું આવી ગંભીર રાત્રે એ બેઠકખાનામાં શા માટે ગઇ હતી એવો હું તને પ્રશ્ન પૂછું તો શું અન્યાય પ્રશ્ન કરેલો લેખાશે કે? હું ત્હારો પુત્ર છું. તું મ્હારી જન્મદાયિની માતા છે. માતા પુત્ર વચ્ચે કાંઈ જુદાઈ અથવા ભેદ હોઈ શકે ખરો કે? હું તને વારંવાર કહી ચુકયો છું તથા આજે પણ કહું છું કે, જ્યાં સુધી મ્હારા પિતાના ખૂનીને નહિ પકડી શકું ત્યાં સુધી હું નિશ્ચિંત થઇ

શકીશ નહિ. ખૂનીને શોધી કાઢવાની ઈશ્વરનું નામ લઇ મ્હેં મ્હારા મન સાથે પ્રતિજ્ઞા કરી છે. ખૂનીને ઉચિત સજા થાય એવી ત્હારી ઇચ્છા નથી કે? જો તું એ સંબંધી કાંઈ જાણતી હોય તો મ્હને કહે. મ્હારાથી તું જો કાંઇ પણ છુપાવે તો એ ઇચ્છવા યોગ્ય નથી."

હરિદાસે ચુપ રહી થોડા સમય સુધી ઉત્તરની રાહ જોઇ; પરંતુ વિજયાએ તેને કોઇ ઉત્તર આપ્યો નહિ.

હરિદાસે અતિ વિષણ્ણ ભાવથી કહ્યું, "મા! મ્હારા પિતાની જીંદગી સાથે કોઈ ગુપ્ત ભેદનો સબંધ હશે એવી કલ્પના સુધ્ધાં પહેલાં મ્હારા અંતરમાં ઉપજી નહોતી. હવે મ્હને એમ લાગે છે કે, એમની જીંદગી સાથે કાંઇ ભેદ હોઈ તું એ ભેદ સંબંધી જાણીતી છે. હું એ ભેદમાં જેમ ઊંડો ઉતરવા ઇચ્છું છું તેમ એ ભેદ વિશેષ ગૂઢ સ્વરૂપ ધારણ કરે છે. અતિ વિશ્વાસપાત્ર ઘણા જુના વખતનો નોકર મિહરદાસ ગુમ થઈ ગયો છે, ત્હારા મુખ ઉપર પણ કોઈ ગંભીર ચિંતાની છાયા છવાયલી જોવામાં આવે છે. તું આવી ગંભીર રાત્રે એ બેઠકખાનામાં જઇ કોઈ વસ્તુ શોધતી મ્હારી નજરે પડી છે. એ સર્વ વિષયનો વિચાર કરતાં તું એ ભેદથી અમુક અંશે જાણીતી છે એમજ મ્હને લાગે છે. હું ત્હારો એકનો એક પુત્ર છું તું શા માટે મ્હારથી એ ભેદ છુપાવી રાખે છે? તું જે કાંઈ જાણે છે તે જો મ્હને કહે તો કદાચ હું મ્હારા પિતાના ખૂનીને સહેલાઈથી પકડી શકું. એ ખૂની જીવતો રહે એવી તો ત્હારી ઇચ્છા નહિ જ હોય!"

આ વખતે અતિ કષ્ટે વિજયાએ કહ્યું, "ગુન્હેગારને ઈશ્વર શિક્ષા કરશે."

હરિદાસે ભવાં ચડાવી કહ્યું, "પહેલાં પણ મ્હેં એમજ કહ્યું હતું! હું તને ફરીથી યાદ આપું છું કે, ઈશ્વર ગુન્હેગારને શિક્ષા કરે ત્યાં સુધી હું ધીરજ ધારણ કરી શકું તેમ નથી. જ્યાં સુધી પિતાના ખૂનીને ફાંસીની સજા નહિ થાય ત્યાં સુધી મ્હારૂં અસ્વસ્થ બનેલું ચિત્ત શાન્ત થાય તેમ નથી."

વિજયાએ મસ્તક હલાવી ધીમેથી કહ્યું, "ભાઇ! ત્હારા કહેવા પ્રમાણે જો કાંઈ ગુપ્ત રહસ્ય હોય તો જગતમાં તે જાહિર ન થાય એમ કરવું આપણે માટે ઉચિત નથી કે?"

"એ રહસ્ય મ્હને જણાવવાથી તેનો કાંઈ આખા જગતમાં ફેલાવો થઇ જવાનો નથી. હું પુત્ર તરીકેની મ્હારી ફરજ સમજું છું એ રહસ્ય ગમે એવું હોય તો પણ તેને જાણવાનો અને સાંભળવાનો મ્હને અધિકાર છે પિતાના ખુનીને શિક્ષા કરાવવા હું બંધાયલો છુ અને તેથી જ એ ગુપ્ત રહસ્ય જાણવાની મ્હારી ઈચ્છા છે."

વિજયાએ પુત્રના મુખ તરફ જોઇ ઘણી દૃઢતાથી કહ્યું, "મ્હારા મુખેથી તું એ ગુપ્ત ભેદ—ભયંકર રહસ્ય નહિ જ જાણી શકે."

હરિદાસ ઘણું આશ્ચર્ય પામી માતાના મુખ તરફ જોઇ બોલી ઉઠયો, "મા! તું શું બોલે છે એ તું પોતે જાણતી નથી કે?"

"સારી રીતે જાણું છું. મ્હારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી હું તને એ ભેદ સંબંધી કાંઇ કહી શકીશ નહિ."

"તું મ્હને નહિ કહે ? મ્હારા પિતાનો ખૂની પકડાય એવી ત્હારી ઇચ્છા નથી કે ?"

"ભાઈ ! એ શયતાન મ્હારી સ્હામે આવીને ઉભો રહે તો પણ હું કાંઇ કહી શકું તેમ નથી. જો તેઓ કદાચ જીવતા રહ્યા હોત તો પણ પોતાના શત્રુ સંબંધી કાંઇ કહી શકત નહિ."

માતાના આ કથનનો ભાવાર્થ સમજવામાં નહિ આવવાથી હરિદાસ વિરક્ત બની જઇ ક્રોધે ભરાયો. મહાકષ્ટે આત્મસંયમ કરી તેણે કહ્યું, "ભલે, તું બીજું કાંઇ ના કહે તો આજે રાત્રે બેઠકખાનામાં કેમ ગઇ હતી તે કહે."

વિજયાએ મૃદુસ્વરે કહ્યું, "તું વિના કારણ વિવાદ શા માટે કરે છે ? હું તને કાંઇ કહી શકું તેમ નથી."

"ઠીક છે." કહી રોષમાં ને રોષમાંજ હરિદાસ એ શયનગૃહની બ્હાર ચાલ્યો ગયો. વિજયાએ અત્યાર સુધી મહા-મુશ્કિલથી જે અશ્રુપ્રવાહને રોકી રાખ્યો હતો તે હવે પૂર્ણ વેગથી પ્રવાહિત થવા લાગ્યો. તેનાં બન્ને નેત્રોમાંથી જાણે કે શ્રાવણ માસની જળધારા વરસવા લાગી. તેણે બિછાનામાં સૂઈ જઈ ઉશિકા સાથે મ્હોં દબાવ્યું. ઉશિકું અશ્રુજળથી ભીંજાઈ ગયું.

રૂદન કરતાં કરતાં અત્યંત ક્લાન્ત થયા પછી વિજયા તંદ્રાધીન થઇ. પ્રભાતકાળના અરરસામાં કેટલાક માણસોનો કોલાહલ સાંભળી તે ચમકી જાગી ઉઠી.



## પ્રકરણ ૧૨ મું

—o—

### વિજયાના ચિત્તની અસ્થિરતા

રાત્રે જે કાંઈ બન્યું હતું તે વિજયા એકાએક યાદ કરી શકી નહિ. પછી ધીમે ધીમે બનેલી વાત તેને યાદ આવવા લાગી. આ વિશ્વસંસારમાં તેના જેવી દુઃખિની બીજી કયી સ્ત્રી હતી? તેની મક્ક અસહનીય દારૂણ મર્મયાતના કયી સ્ત્રી સહન કરતી હતી?

તે જે કાંઈ જાણતી હતી તે જીવના ભોગે પણ જાહિર કરી શકે તેમ નહોતી. હરિદાસે તેને ઘણા પ્રશ્ન પૂછ્યા હતા; પરંતુ તે તેના એક પણ પ્રશ્નનો ઉત્તર આપી શકી નહોતી. પુત્રને તેના ઉપર સંદેહ ઉપજ્યો છે એમ તે સ્પષ્ટ સમજી શકી હતી. આ વાતનું સ્મરણ થઈ આવતાં તેનો દેહ કંપી ઉઠયો. તે ચોતરફ ભીષણ અંધકાર જોવા લાગી. તેનો પોતાનો પુત્ર જ તેને પતિઘાતિની સમજતો હતો એ તેને માટે કાંઇ ઓછા દુઃખની વાત હતી કે? વિજયાના શોક સંતાપનું યથાર્થ વર્ણન કરવાની શકિત આ અક્ષમ લેખિનીમાં નથી.

વિજયા કયાં સુધી આ દુઃખદાયક ચિંતામાં લીન હતી તેની તેને પોતાને પણ ખબર નહોતી. એવામાં દાસીએ એ ખંડમાં પ્રવેશ કર્યો એટલે તેણે દાસીના મુખ તરફ જોયું. માણસ નજરે પડતાં જ આજે જાણે કે તેનો પ્રાણ કંપી ઉઠતો હતો.

તેનું મુખ જોઇ દાસી વિસ્મિત ભાવથી બોલી, "બાસાહેબ! આજે તમારી તબિયત નરમ છે કે?"

વિજયાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. દાસીએ કહ્યું, "કાલે તમને ઊંઘ આવી નથી અને મ્હને પણ ઊંઘ આવી નથી. શેઠના પેલા બેઠકખાનામાં કોઇને બોલતું સાંભળ્યું ત્યારથી મ્હારો જીવ જ ઉડી ગયો હતો!"

"ત્હેં કોના કહેનો અવાજ સાંભળ્યો હતો?"

"એ હું જાણી શકી નથી."

વિજયાએ અત્યંત ક્રોધભાવ દર્શાવી કહ્યું, "ફરીથી એ બેઠકખાનાની વાતનો ઉચ્ચાર કરીશ તો તે જ ક્ષણે તને નોકરી ઉપરથી કાઢી મૂકવામાં આવશે. ત્હારે એ સંબંધી કોઇને કાંઇ કહેવું નહિ એવી હું તને સખ્ત ચેતવણી આપું છું."

દાસીએ મસ્તક નમાવી નમ્ર ભાવથી કહ્યું, "તમે કહો છો તે પ્રમાણે એ વાત હું કોઇને કહીશ નહિ."

વિજયાએ બીજી દિશા તરફ મુખ ફેરવ્યું. પછી દાસી તરફ જોઈ તેણે કહ્યું, 'જા, મ્હોટા ભાઇને નોકરદ્વારા ખબર આપ કે, તેઓ હમણાંજ મ્હને મળી જાય."

દાસી શેઠાણીનો ભાવ જોઇ ભયભીત બની ગઇ હતી. તે ઝડપથી શેઠાણીના શયનગૃહની બ્હાર ચાલી ગઇ.

પાંડુ નોકર ઘસઘસાટ ઉંઘતો હતો. દાસીએ તેને હઠેળી જગાડ્યો તથા શેઠાણીનો હુકમ કહી સંભળાવ્યો. પાંડુએ આંખો ચોળતાં કહ્યું, ' ધની, મ્હને નાહક હયરાન શા માટે કરે છે? મ્હોટાભાઇ ક્યારનાય બ્હાર ચાલ્યા ગયા છે.'

આ ઉત્તર સાંભળી દાસીએ વિરકત થઇ કહ્યું, "પાંડું! તું ખોટું બોલે છે? મ્હોટાભાઇ આટલા વ્હેલા ક્યાં ગયા છે?"

પાંડુએ હસીને લોલુપ દૃષ્ટિથી દાસી તરફ જોઇ કહ્યું, "ધની, ત્હારી વાત સાંભળવી મ્હને બહુ ગમે છે. ધનીને બદલે ત્હારૂં નામ ચંદ્રમુખી પાડ્યું હોત તો સારૂં!"

"રંગરાગ કરવાના મૂકી દઇ મ્હોટાભાઇ ક્યાં છે તે જલ્દી કહે?" દાસીએ વિરક્ત બની જઇ કહ્યું.

"જો હું તને ખરો ઉત્તર આપું તો તું મ્હને ત્હારી સાથે બે ઘડી મોજ લૂંટવા દઇશ કે?" પાંડુએ નફ્ટાઇ ભરેલો પ્રશ્ન પૂછ્યો.

"ત્હારી બે ઘડીની મોજનું નખ્ખોદ જાય! ફરીથી આવી મશ્કરી કરીશ તો ભારે પડી જશે સમજ્યો? મ્હને બા સાહેબે મોકલી છે. તું ઉત્તર આપે છે કે નહિ."

બા સાહેબનું નામ સાંભળી પાંડુના ભેજાંનો પાવર ઠંડો પડી ગયો. સરળ ભાવથી તેણે કહ્યું, 'મ્હેં તને ખરૂંજ કહ્યું છે કે, ભાઈ સાહેબ બ્હાર ગયેલા છે."

દાસી બ્હીતી બ્હીતી શેઠાણી પાસે ગઇ. તેણે કહ્યું, "બા સાહેબ! મ્હોટાભાઈ! ક્યારનાય બ્હાર ચાલ્યા ગયા છે એમ પાંડુ કહે છે."

આ વખતે વિજયા ભયની મારી એક બૂમ મારી ઉઠી. પછી દાસી તરફ જોઇ તેણે કહ્યું, "તું અહીંથી ચાલી જા. ત્હારૂં હવે કાંઈ કામ નથી."

છુટકારાનો દમ છોડી દાસી અન્ય કાર્યાર્થે ચાલી ગઇ.

—:o:—

૪

# પ્રકરણ ૧૩ મું

## તપાસની શરૂઆત

એક દિવસે હરિદાસ તેના બાલ્યબંધુ મોહનલાલ સાથે પગે ચાલતો ચાલતો ફ્રેંચબ્રીજ તરફ જઇ ચઢ્યો. બન્ને મિત્રોની આકૃતિ પ્રકૃતિમાં ઘણો ફર્ક હોવા છતાં બન્ને વચ્ચે ગાઢ મિત્રતા હતી. મોહનલાલ વર્તમાનપત્રોનો લેખક હતો. મુંબાઈ શહેરના સારા અગર ખોટા કોઇ પણ સ્થળથી તે પરિચિત હતો.

મોહનલાલના પોશાકની કાંઇ ચોક્કસ સ્થિરતા નહોતી. ઘડીમાં તે ખાદી ધારી દેખાતો તો ઘડી પછી એંગ્લો ઇન્ડીઅનનો વેશ નજરે પડતો હતો.

હરિદાસના અંતરમાં મોહનલાલની વિદ્યા તથા બુધ્ધિ માટે ઘણું માન હોવાથી પિતાના ખૂનીને પકડવાના કામમાં એ મિત્રની મદદ લેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પોતાનો એ નિશ્ચય તેણે મોહનલાલને જણાવ્યો. મોહનલાલે ઘણા આનંદ સહિત મિત્રને મદદ કરવા કબૂલ્યું. આવાં કામ કરવામાં મોહનલાલ ઘણો આનંદ અનુભવતો હતો. આજે તેમની તપાસનો આરંભ થતો હોઇ તેઓ ફ્રેન્ચ બ્રીજ તરફ પગે ચાલતા નીકળી પડયા હતા. મોહનલાલે કહ્યું હતું કે, "બન્ને ખુનો લગભગ એક જ વખતે થયેલાં હોવાથી એ ખૂનોનો એકબીજા સાથે સંબંધ છે કે કેમ એ પ્રથમ જાણવાની જરૂર છે."

હરિદાસ શ્રીમંતનો પુત્ર હોવા છતાં તે કદાપિ વેશ્યાઓનાં લત્તામાં ગયો નહતો. તે એ વેશ્યાઓનાં મકાનો જોઇ સંકુચિત

બની ગયો. તેણે કહ્યું, ' આવા ખરાબ સ્થળે આજે હું પહેલ વહેલો આવું છું.''

મોહનલાલ રસ્તા ઉપરની એક ગલીમાં હરિદાસને લઈ ગયો. એ ગલીમાં એક બાજૂએ પેલું મકાન આવેલું હતું. એ ગલીની બન્ને બાજૂએ બબ્બે ત્રણ ત્રણ માળની ચાલીઓ આવેલી હતી. ગલીમાંથી એક પ્રકારની તીવ્ર દુર્ગંધ આવતી હોવાથી હરિદાસે ખીસ્સામાંથી રૂમાલ કાઢી નાક ઉપર દબાવ્યો.

મોહનલાલે કહ્યું, "વિમળાના મૃતદેહનો સત્કાર કોણે કર્યો હતો એ આપણે પ્રથમ જાણવું જોઇએ. વિમળાના કોઇ સગા સબંધીનો પત્તો લાગ્યો નથી. તે કયાંથી આવી હતી એ વાતનો પણ પત્તો લાગ્યો નથી. આમ છતાં પોલિસની રજા મેળવી કોઇ માણસે તેના મૃતદેહનો અગ્નિસંસ્કાર કર્યો છે. એ માણસ કોણ છે એ આપણે જાણવુ જોઇએ.''

હરિદાસે કહ્યું, ' આ ગલીમાં રહેતી સ્ત્રીઓને એ વાતની ખબર હશે. ચલો આપણે પુછી જોઇએ.''

"તમારે સાથે આવવાની જરૂર નથી. વિચાર કરી જોતાં મ્હને એમ લાગે છે કે જે મકાનમાં વિમળા રહેતી હતી એ મકાનમાં તમે ન આવો તો સારૂં.''

"એવું કાંઈ કારણ?''

"તમે સાથે હશો તો કોઈ કાંઈ કહેશે નહિ.''

"ના, હું પણ તમારી સાથે આવીશ.''

"એમ કરવાથી કાંઇ કામ થશે નહિ. તમને ઓળખશે તો કોઇ કાંઇ હકીકત કહેશે નહિ.''

"અહીં મ્હને કોઇ ઓળખી શકશે નહિ."

"તમારી ભૂલ થાય છે. પોલિસના અમુક માણસો છુપા વેશમાં અહીં ફરતા હશે. તેઓ તમને ઓળખી શકે તેમ છે. વળી તેઓ તમને અહીં આવેલા જોઇ શેઠના ખૂન સાથે વિમળાના ખૂનનો કંઈ સંબંધ હશે એમ ધારી વિશેષ ઉપદ્રવ કરી મૂકશે. તમે મ્હારી સાથે ન આવો એજ ઉત્તમ છે."

હરિદાસ મોહનલાલના કથનની ગંભીરતા સમજી શક્યો તેણે કહ્યું, "ભાઇ! હું તમારી સલાહ પ્રમાણે વર્તવાને તૈયાર છું"

આ વખતે જે મકાનમાં વિમળાનું ખૂન થયું હતું એ મકાનમાંથી એક માણસને એક બાળિકા સાથે બ્હાર નીકળતો તેમણે બન્નેએ જોયો. એ માણસ તથા બાળિકાને જોઇ હરિદાસના આશ્ચર્યનો પાર રહ્યો નહિ નજીક બીજી એક અંધકારવાળી સાંકડી ગલી આવી હતી તેમાં તે ભરાઇ ગયો. પેલો માણસ બાળિકાની સાથે મુખ્ય રસ્તા ઉપર જઈ ભાડુતી ગાડીમાં બેઠો

એ માણસ પ્રભુલાલ હતો અને તેની સાથેની બાળિકા લીલાવતી હતી.

—:o:—

## પ્રકરણ ૧૪ મું

—:o:—

## પ્રાથમિક તપાસનું પરિણામ

પ્રભુલાલ અને લીલાવતીને ખૂનવાળા મકાનમાંથી બ્હાર નીકળેલાં જોઇ હરિદાસ અતિ આશ્ચર્ય પામી સ્તંભિત બની ગયો હતો. એ સ્થળે હવે ક્ષણકાળ માટે પણ રોકાવાની તેની ઇચ્છા

ન હોતી. તેણે મોહનલાલ પાસે ઉપસ્થિત થઇ કહ્યું, "ભાઇ! તમારૂં કહેવું તદ્દન બરાબર છે. હું અહીં રોકાઉં એ ઉચિત નથી. હું મ્હારે બંગલે ચાલ્યો જાઉં છું. તમે ત્યાં આવી જે બાતમી મેળવી શકો તે મ્હને જણાવજો."

આમ કહી હરિદાસ મિત્ર પાસેથી વિદાય લઇ પોતાના બંગલા તરફ ચાલ્યો ગયો. મોહનલાલે જે મકાનમાં ખૂન થયું હતું તેમાં પ્રવેશ કર્યો.

લગભગ એક કલાક પછી તે એ મકાનમાંથી બ્હાર નીકળ્યો. પછી નજીક આવેલી એક દેશી દારૂની દુકાનમાં પ્રવેશ કરી તે અંદરના ભાગમાં જઇ એક બાજૂએ બેઠો. દારૂને બદલે તેણે સોડાનો ગ્લાસ પોતાની પાસે મૂકી રાખ્યો.

એ સ્થળે બીજા આઠ દશ માણસો દારૂ પીતા બેઠા હતા. એ માણસો કમળાબાઇ વેશ્યાઓના આશ્રિતો હતા. વેશ્યાઓની કમાઇનો તેઓ આવી રીતે દારૂ પીવામાં ઉપયોગ કરતા હતા.

મોહનલાલ સિગારેટ પીતાં પીતાં વિમળાના ખૂન સંબંધીના વિચાર કર્યા કરતો હતો; છતાં તેના કાન પેલા આઠદશ માણસોની વાતચિત સાંભળતા હતા એ લોકો વિમળાના ખૂન સંબંધી કાંઇ વાત કરે છે કે કેમ એ જાણવાની મોહનલાલની ઉત્કટ ઇચ્છા હતી.

મોહનલાલે પોતાના મન સાથે વિચાર્યું, "જે હકીકત જાણવામાં આવી છે તે ઉપરથી વિમળા બીજી વેશ્યાઓની માફક ધંધે બેસતી નહોતી એમ સાબીત થાય છે. તે કદાપિ કોઇ પુરૂષ સાથે વાતચિત કરતી નહોતી. તેનું જે રાતે ખૂન થયું

તે રાત પહેલાં કોઈ પણ દિવસે તેની પાસે કોઇ પુરૂષ ગયો ન હોતો. વળી ખુન થયું વે રાતે ઉપરા ઉપરી ત્રણ પુરૂષો તેની પાસે ગયા હતા એ આશ્ચર્યજનક પ્રકાર છે. એ ત્રણ પુરૂષોમાંના એકે તેનું ખૂન કરેલું છે એ ચોકકસ છે. વિમળાનાં સગાં સંબંધી કોઇ નથી. તે કયી જાતની તથા કયાંની રહેવાસી છે એ કોઈ જાણતું નથી. તે ત્રણ પુરૂષો બ્હારના કોઇ સ્થળેથી તેને મળવા આવ્યા હોય એમ લાગે છે."

મોહનલાલે જે વિચાર કર્યો હતો તથા જે હકીકત સાંભળવા તેણે દારૂની દુકાનમાં પ્રવેશ કર્યો હતો તે હકીકતનો અમુક અંશ એના સાંભળવામાં આવ્યો. પેલા માણસોએ આપતેમની કેટલીક વાતો કર્યા પછી વિમળાની વાત કાઢી વિમળા કોણ હતી તથા તેનું ખૂન કોણે કર્યું એ વિષયની ચર્ચા ચાલવા લાગી; પરંતુ તેમની વાતચિતમાં કાંઇ નવીનતા નહોતી.

એવામાં એક માણસ બોલી ઉઠયો, "તેની પાસે એક પૈસો પણ નહોતો, છતાં એક માણસે એના દેહની ક્રિયા પાછળ પુષ્કળ ખરચ કર્યું છે. એ માણસ કોણ હશે?"

બીજા એક માણસે કહ્યું, "પોતે વિમળાનો ઓળખીતો છે એમ કહી એ માણસ તેના મૃતદેહને કબ્જે લેવા આવ્યો હતો. હું એ વખતે ત્યાં હાજર હતો. પોલિસની હાજરીમાં શબદેહ જોઈ તેણે કહ્યું, "ના, હું આ બાઇને ઓળખતો નથી. પહેલાં કોઇ વખતે કદાચ જોવામાં આવી હોય તો તે પણ મ્હને યાદ નથી.' એ માણસ તેનું નામ સુદ્ધાં જાણતો ન હોતો. પછી જ્યારે એમ સાંભળ્યું કે, વિમળા પાસે

એક પૈસો પણ નથી તથા તેના શબદેહનો સત્કાર કોઇ કરનાર નથી ત્યારે એ માણુસે પોલિસને કહ્યું, "જો પોલિસને હરકત ન હોય તો હું મ્હારા ખરચે આ બાઇના મૃત દેહનો સંસ્કાર કરવા તૈયાર છું. એમાં પોલિસને શી હરકત હોય ? એ માણુસે દયાભાવને વશ થઇ વિમળાના મૃતદેહનો સંસ્કાર કર્યો છે. એના જેવા દયાળુ માણુસો વિશ્વસંસારમાં ઘણા થોડા હશે."

બીજા એક માણુસે કહ્યું, "ખરૂં છે. ઘણા દયાળુ માણુસ સિવાય એવું પરોપકારી કામ બીજું કોણ કરે ? હમણાંજ એ પરગજુ માણુસ એક છોકરી સાથે આવી વિમળાની ઘરવાળીને મળી ગયો છે."

ત્રીજા એક માણુસે જીજ્ઞાસાથી પૂછ્યું, "શા માટે એ ઘરવાળીને મળવા આવ્યો હશે ?"

પ્રથમ માણુસે કહ્યું, "વિમળાનું કોઈ સગું સંબંધી તેની ભાળ લેવા આવ્યું હતું કે કેમ તે જાણવા માટે એ કદાચ ઘરવાળીને મળવા આવ્યો હશે ! એ માણુસ ઘણો ભલો દેખાય છે. હું પોતેજ તેને વિમળાની ઘરવાળી અમથી ડોશી પાસે લઇ ગયો હતો. તેણે મ્હને એક રૂપિયો ઇનામ તરીકે આપ્યો છે."

મોહનલાલને એક સૂત્ર મળી આવ્યું. થોડા વખત ઉપર જે માણુસને તેણે પેલી ગલીમાંથી બ્હાર ચાલ્યો જતો જોયો હતો તેણેજ વિમળાના શબદેહનો સત્કાર કર્યો છે એવી મોહનલાલની ખાત્રી થઇ. વળી એ માણુસને મોહનલાલ પ્રથમથીજ સારી રીતે ઓળખતો હોવાથી તેનું આશ્ચર્ય વધી ગયું હતું. તે સ્વગત

વિચારવા લાગ્યો, "કેવળ દયાને વશ થઈ પ્રાણલાલે વિમળાના શબદેહનો સંસ્કાર કર્યો હોય એ બનાવ જોગ નથી. પ્રાણલાલ આ ખૂનામરકીનો છુપો ભેદ જરૂર જાણતો હોવો જોઈએ. તેની પાસેથી ખૂન ઉપર અજવાળું પાડે એવી ઘણી હકીકત જાણી શકાય તેમ છે."

જે માણસો ત્યાં બેસી શરાબ પીતા હતા તેઓમાંના ઘણા-ખરાનું એમ કહેવું હતું કે, તેઓમાંનો કોઇ એ પરગજુ માણ-સને પિછાનતો નહોતો.

એવામાં એ દારૂડીઆઓમાંનો એક માણસ બોલી ઉઠયો, "એ માણસને સરસ્વતી પાસે આવતાં જતાં ઘણી વખત મ્હેં જોયો છે. સરસ્વતી સિવાય બીજી કોઇ સ્ત્રી પાસે તે કદપિ જતો ન હોતો."

મોહનલાલ વિસ્મિત બની કાંઈ બોલવા જતો હતો, પરંતુ તત્કાળ પ્રસંગ તેમજ સ્થાનનો વિચાર કરી મહાકષ્ટે તે ચુપ રહ્યો. સદ્‌ભાગ્યે દારૂડીઆ માણસો પોતાની વાતચિતમાં મશગુલ હોવાથી મોહનલાલ તરફ કોઈનું લક્ષ્ય નહોતું. મોહનલાલ બેચ ઉપર દિવાલને અઢેલી બેઠેલો હોઇ તેણે પોતાની આંખો મીંચી દીધી હતી. દારૂડીઆઓ તે ઊંઘી ગયો છે એમ ધારતા હતા; પરંતુ વસ્તુસ્થિતિ ઉલટી હતી. મોહનલાલે પોતાના મન સાથે વિચાર્યું, "ગમે તેમ હો, મ્હારી આજની મહેનત અફળ થઇ નથી. સરસ્વતી અને પ્રાણલાલ ઉપર નજર રાખી હવે મ્હારે ખુનની તપાસ આગળ ચલાવવી જોઈએ. મોહનલાલને ઊંઘી ગયેલો જોઇને એક માણસ આવી તેની પાસે

બેઠો. મોહનલાલ સહજ પણ હાલ્યો નહિ. પેલા માણસે આસપાસ નજર ફેરવી સાવધાનતાથી મોહનલાલના ખીસ્સામાં હાથ નાખ્યો; આમ છતાં મોહનલાલ ચુપ રહ્યો. તેના ખીસ્સામાં વિશેષ પૈસા નહોતા. પેલો બદમાશ જે પૈસા મળ્યા તેથી સંતુષ્ટ નહિ થતાં તેના ખીસ્સામાંથી તે ઘડીઆળ તફડાવવા લાગ્યો. હવે મોહનલાલ આળસ મરડી સાવધાનતાથી બરાબર બેઠો થયો. પેલો બદમાશ બોલી ઉઠયો, "છુપી પોલીસ-ગુપ્તદૂત-ઊંધવાનો ઢોંગ કરી આ માણસ આપણી વાતચિત સાંભળી ગયો છે."

આ શબ્દો સાંભળી બીજા દારૂડીઆઓ બિભત્સ શબ્દો ઉચ્ચારી મોહનલાલ ઉપર હુમલો કરવા ધસ્યા; પરંતુ મોહનલાલ ઉસ્તાદીથી એ પીઠામાંથી છટકી ગયો.

—:o:—

## પ્રકરણ ૧૫ મું

—:o:—

### માતા પુત્રની પાછી મુલાકાત

હરિદાસ બંગલે પાછો ફર્યો એટલામાં તેના નોકરે કહ્યું, "બા સાહેબે આપને બે ત્રણ વખત બોલાવ્યા હતા."

હરિદાસ કપડાં ઉતાર્યા સિવાય માતા પાસે ગયો. વિજયા તેના શયનગૃહમાં એકલી બેઠી હતી. તેનું મ્હોં ઉતરી ગયું હતું. મુખ ઉપર ચિંતાની ગાઢ કૃષ્ણવર્ણ છાયા છવાઈ ગઇ હતી. તેનો ભાવ શાન્ત, સ્થિર અને સૌમ્ય હતો.

પુત્રે એ ગૃહમાં પ્રવેશ કર્યો એટલે વિજયા તેના મુખ

તરફ ટગર ટગર જોઇ રહી. પુત્રની દૃષ્ટિમાં અડગ દઢતા દેખાતી હતી.

હરિદાસે માતાની પાસે જઇ પૂછ્યું! "બા ત્હેં મ્હને બોલાવ્યો છે કે?"

"હા, ભાઇ!"

"ત્યારે તું મ્હને બધી હકીકત કહીશ ને?"

"હું તને કાંઈ કહી શકું તેમ નથી. બીજું કામ હોવાથી મ્હેં તને બોલાવ્યો છે."

"બા! તું ધારે તો મ્હને ઘણી હકીકત કહી શકે તેમ છે. એ હકીકત સાંભળી ખરા ખૂનીનો પત્તો મેળવી હું મ્હારા પિતાના ખૂનનો બદલો લઈ શકું તેમ છું. વળી મ્હારા પિતાના ખૂનમાં કાંઇ રહસ્ય હોય તો તે મ્હારા જાણવામાં આવે તેમ છે."

"ભાઇ! ત્હારી સમજ ફેર થાય છે. હું કાંઇ જાણતી નથી."

"ના, એમ કહે કે, જાણતી હોવા છતાં કહેવાની ત્હારી ઇચ્છા નથી."

"જાણતી હોઉં તો પણ મ્હારાથી ત્હને કાંઇ કહી શકાય તેમ નથી. ભાઇ! વેર લેવાની ઇચ્છા શા માટે રાખે છે?"

હરિદાસ આત્મસંયમ કરવાનો પ્રથમથી દઢ નિશ્ચય કરી માતા પાસે આવ્યો હતો. મહા કષ્ટે આત્મસંયમ કરી તેણે કહ્યું, "એ વેર લેવાની ઇચ્છા નહિ; પરંતુ પુત્ર તરીકે મ્હારે બજાવવાનું કર્ત્તવ્ય છે. એ વાત ઉપર વૃથા વિવાદ કરવાની જરૂર નથી. ત્હેં શા માટે મ્હને બોલાવ્યો છે?"

"મ્હેં એમ સાંભળ્યું છે કે, ખૂનીનો પત્તો મેળવી આપનારને ઇનામ આપવાનું તું જાહેર કરનાર છે! એ વાત ખરી છે?" એ વાક્ય ઉચ્ચારતાં નર્મદાનો કંઠસ્વર કંપતો હતો.

"હા, ખરી વાત છે. પાંચ હજાર રૂપિયાનું ઇનામ હું જાહિર કરનાર છું." એ સાથે બિહારીનો પત્તો મેળવી આપનાર માટે એક હજાર રૂપિયાનું ઇનામ પણ હું જાહિર કરવાનો છું."

"એ તું સારૂં કરતો નથી. તું જાણે છે કે, ત્હારા પિતાના ખૂન સાથે બિહારીનો કાંઇ સંબંધ નથી."

"મ્હારૂં ધારવું એથી ઉલટું છે. મ્હારા પિતાનું ખૂન બિહારીએ નહિ કર્યું હોય; પરંતુ ખૂન સંબંધી ઘણી હકીકત એ જાણે છે એ ચોકકસ છે."

"બિહારી પકડાશે તો પણ કાંઈ કહેનાર નથી."

હરિદાસે મૃદુહાસ્ય કરી કહ્યું, "એ હું પછીથી જોઇ લઇશ. પોલિસના જુલ્મ આગળ ભલભલા દાદાઓ પણ બકરી જેવા બની જાય છે."

ક્ષણ કાળ માટે બન્ને જણાં ચુપ રહ્યાં. પછી વિજયા એકાએક પુત્રના પગોમાં નમી પડી. હરિદાસના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પત્થરના પુતળાની માફક તે સ્થિર ઉભો રહ્યો. થોડી ક્ષણ સુધી તે કાંઈ બોલી શકયો નહિ પછી તેણે માતાના હાથમાંથી પગ છોડાવી લઇ તેના બન્ને હાથ પકડી કહ્યું, "બા, તું આ શું કરે છે? તું ગાંડી થઇ ગઈ છે કે?"

વિજયાએ આંસુથી ભીંજાયલી આંખોએ પુત્ર તરફ દીનભાવથી જોઇ ગદ્ગદ કંઠે કહ્યું, "ભાઇ! તું મ્હારી વાત

સાંભળ. હું તને કરગરીને કહું છું કે, તું આ તપાસ કરવાનું કામ છોડી દે. જે થવાનું હતું તે થઇ ગયું છે. બગડેલી બાજી હવે કોઈ રીતે સુધરી શકે તેમ નથી. હું જે કાંઈ કહું છું તે ત્હારા તથા આપણા સહુના ભલા માટે જ કહું છું. પોલીસને જે કરવું હોય તે કરવા દે. તું ઇનામ જાહિર કરવાનો વિચાર માંડી-વાળ. તું શું કરવાને બેઠો છે તેની તને પોતાને ખબર નથી ત્હારા પિતાના ખૂનના બનવમાં ઘણી ભયંકર ગુપ્ત કથા છુપાએલી છે. કેવળ રૂપિયાના લોભથી તેમનું ખૂન કોઈએ કર્યું નથી. ભાઇ! હવે હું સહન કરી શકતી નથી ”

હરિદાસે માતાને ઉઠાડવાનો પ્રયત્ન કર્યો; પરંતુ વિજયાએ પુત્રના પગો પાસે પડી રહી હૃદયવિદારક રૂદન કરવા માંડ્યું.

હરિદાસના નેત્રોમાંથી પણ અશ્રુજળની અવિરામ વૃષ્ટિ થવા લાગી. થોડા સમય પછી તેણે કહ્યું, “બા! રૂપિયાના લોભથી કોઈએ ખૂન નથી કર્યું તો શા લોભથી કર્યું છે?”

“હું ત્હારા પગો પાસે મરી પડવા તૈયાર છું; પરંતુ દેહમાં જીવ હશે ત્યાં સુધી એ ગુપ્ત હકીકત તને કહી શકું તેમ નથી.”

“ત્યારે અંદર ઘણું ભેદી રહસ્ય હોઇ તું તે જાણતી હોય એમ લાગે છે?”

“ખરૂં કહું છું કે, હું કાંઇ જાણતી નથી. મ્હેં કેવળ મ્હારા મન સાથે અમુક કલ્પના કરેલી છે. ભાઈ! ત્હારા પિતાને લોક દેવતા સમાન માનતા હતા. તેમના મૃત્યુથી કેટલાં બધાં માણસો દુઃખશોક કરે છે એ પણ તું જુએ છે. હવે કોઇ જો

તેમના ભૂતજીવનની વાત કાઢી તેમની નિંદા કરે, તેમને દેવતાને બદલે રાક્ષસ–નરાધમ તરીકે અમુક ઓળખાવે, તો તે ઇચ્છવા યોગ્ય લેખાય કે? તેથી જ હું કહું છું કે, એ ખૂનની તપાસ ચલાવવાનું કામ તું છોડી દે. ખૂની પકડાઈ તેને સજા થાય તો પણ આપણે પુનઃ ત્હારા પિતાને મેળવી શકીએ તેમ નથી. ઉલટું તેથી કદાચ ત્હારા પિતાનું લોકપ્રિય નામ કલંકિત થશે; તેમની અલૌકિક મ ન પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળશે! ભઈ એટલા માટે જ હું તને એ કામ છોડી દેવાનો આગ્રહ કરૂં છું."

હરિદાસ માતાના કથનનું આંતરિક રહસ્ય સમજી શકયો નહિ. વિજયાનું ભેજું ખરાબ થઇ ગયું હતું કે? તે આ બધું શું કહેતી હતી? પોતાના દેવતતુલ્ય પિતાનું નામ કલંકિત થાય, લોક તેને નરાધમ–નરરાક્ષસ કહે એ હરિદાસને તદ્દન અશક્ય લાગ્યું હતું; કોઇ પણ રીતે તે તેની માતાનાં ઉપરોક્ત વચન ઉપર વિશ્વાસ મૂકી શકયો નહિ.

તેણે કહ્યું, "બા! ત્હારૂં કહેવું હું માની શકતો નથી. મ્હારા પ્રાતઃસ્મરણીય દેવતુલ્ય પિતાનું નામ કલંકિત થાય એ તદ્દન નહિ બનવા જોગ છે!"

વિજયાએ થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યું, "ભાઇ! મ્હેં તને જે કાંઇ કહ્યું છે એમાંનો એક પણ શબ્દ ખોટો નથી. તું ત્હારા પિતાના ખૂનનું રહસ્ય ઉકેલવા જઇશ તે તેમનું દેવતુલ્ય નામ અવશ્ય કલંકિત થશે. પછી લોક તેમનું નામ ઉચ્ચારતાં પણ તિરસ્કાર અનુભવશે! જો તેઓ કદાચ હયાત હોત તો એ

નિંદાનું ખરૂં કારણ દર્શાવી શકત. હવે આપણે એ ગઇ ગુજરી વાત ઉપર ઢાંકપીછોડો કરીએ એજ ઉત્તમ છે. હું ત્હારી માતા છું, મ્હારાં વચન ઉપર તું વિશ્વાસ રાખ."

હરિદાસે ઘણા ગંભીર ભાવથી કહ્યું, "જો તું કહે છે તેમજ હોય તો સઘળી ખરી હકીકત હું જાણવા ઇચ્છું છું. બધી હકીકત જાણી લીધા પછી મ્હારે શું કરવું ઉચિત છે અને શું કરવું અનુચિત છે તેનો હું વિચાર કરી જોઇશ. તું જે કાંઈ જાણતી હોય એ મ્હને કહે. હું એ હકીકત અવશ્ય સાંભળીશ."

વિજયાએ અસ્પષ્ટ આર્ત્તનાદ કરી બન્ને હાથથી પોતાનું મ્હોં ઢાંકી દીધું. ગદ્‌ગદ્ કંઠે તેણે કહ્યું, "હું કોઇ પણ રીતે એ હકીકત તને કહી શકીશ નહિ."

હરિદાસે ઘણા ગંભીર ભાવથી કહ્યું, "તું એ હકીકત મ્હને કહે; નહિ તો—"

"નહિ તો તપાસનું કામ તું અટકાવીશ નહિ, કેમ !"

"ના, નહિજ અટકાવું."

વિજયા ચુપ રહી. મ્હોં છુપાવી તે ચુપકીદીથી રૂદન કરવા લાગી. હરિદાસ પણ મૌન ધારણ કરી ત્યાં ઉભો રહ્યો. ઘણા સમય પછી તેણે કહ્યું, "મા ! તું જ્યારે મ્હને કંઇ કહેતી નથી ત્યારે હું હવે ચાલ્યો જાઉં છું. તું મ્હને કંઇ નહિજ કહેને ?"

હરિદાસ ત્યાંથી ચાલ્યો જવા લાગ્યો એટલે વિજયાએ કંપતા કંઠે કહ્યું, "ભાઇ ! મ્હારી પાસે આવ. તું બળાત્કારે એ હકીકત સાંભળે છે. હવે મ્હારો કંઇ દોષ નથી."

હરિદાસ પાછો ફરી માતા પાસે બેઠો. વિજયાએ તેને હૃદય સરસો ચાંપ્યો. પછી તે પોતાનું મુખ પુત્રના કાન પાસે લઇ ગઈ. એક વખત ભયચકિત દૃષ્ટિથી તેણે ચોતરફ જોયું. હરિદાસે કહ્યું, "અહીં આપણી વાત કોઇ સાંભળી શકે તેમ નથી."

વિજયા પ્રથમ ઘણા ધીમા અવાજે પુત્રના કાને કાંઇ કહેવા લાગી. પછી તેનો કંઠસ્વર સહજ ઉત્તેજિત બન્યો. જ્યારે તે પોતાની હકીકત કહી રહી ત્યારે હરિદાસનું આખું શરીર પસીનાથી ભીંજાઇ ગયું હતું. હજી સુધી તે માતાના કથન ઉપર વિશ્વાસ મૂકી શકતો નહોતો. તેની દૃષ્ટિમાં ચોખ્ખો અવિશ્વાસ દેખાતો હતો. તેણે એ વાત માતાને કહી પણ ખરી; છતાં માતાએ ઉત્તરમાં શું કહ્યું એ તે સાંભળી શક્યો નહિ. છેવટે અંતરના આવેગથી તે રડી પડયો. આટલા દિવસ પછી પિતાના મૃત્યુથી તે પહેલી વખત રડયો!

—o—

## પ્રકરણ ૧૬ મું

—:o:—

### વેશ્યાના શબદેહનો સત્કાર કોણે કર્યો?

રાત્રે લગભગ અગીઆર વાગ્યે મોહનલાલ હરિદાસ પાસે આવી પહોંચ્યો. મોહનલાલને જોઇ દરવાને કહ્યું, "આપ આવો કે તરતજ એ ખબર પોતાને પહોંચાડવાનો મ્હોટા ભાઇએ હુકમ કરી રાખ્યો છે. આપ અહીં વિશ્રામઘરમાં બેસો."

મોહનલાલને વિશ્રામગૃહમાં બેસાડી દરવાન ઝડપથી હરિદાસ પાસે ગયો. બે ચાર મિનીટ પછી હરિદાસ પોતે મોહનલાલ પાસે આવી પહોંચ્યો. મિત્રનું મુખ જોઇ મોહનલાલ ચમકિત અને વિસ્મિત બની ગયો. તે બેલી ઉઠયો, "ભાઇ! તમારી તબિયત બગડી છે કે શું? આટલી મોડી રાતે આવી મ્હેં તમારી સુખનિદ્રામાં હરકત કરી એ ઠીક થયું નથી."

હરિદાસે વિષણ્ણ સ્વરે કહ્યું, "ભાઈ! તમે આવ્યા છો તેથી હું ખુશી થયો છું. હું તમારી રાહ જોતો બેસી રહ્યો હતો. તમને મળ્યા સિવાય હું નિદ્રાધીન થઇ શકત નહિ. મ્હારા ચાલ્યા આવ્યા પછી શું બન્યું છે એ જાણવા હું ઘણો ઉત્સુક છું."

"તમારી તબિયત બગડેલી જણાય છે તેથી એ વાત કાલે થશે. તમે હમણાં જ સૂઈ રહેવા જાઓ."

"સઘળી હકીકત સાંભળ્યા સિવાય મ્હને ઊંઘ આવે તેમ નથી."

"જુઓ ત્યારે સાંભળો. તમારા વિદાય થયા પછી એ ગલી નજીક આવેલા દેશી દારૂના પીઠામાં હું ગયો હતો. ત્યાં એટલામાં રહેતા પાંચ સાત બદમાશો દારૂ પીતા હતા અને એ ખૂન સંબંધીની વાતચિત કરતા હતા. પછી એકાએક મ્હને છુપી પોલિસનો માણસ ધારી તેમણે મ્હારા ઉપર હુમલો કર્યો. જો ચાલાકીથી હું છટકી ન આવ્યો હોત તો આજે મ્હારાં હાડકાં ખોખરાં થઈ જાત."

હરિદાસે શુષ્ક હાસ્ય કરી કહ્યું, "એ માણસોની વાતચિત ઉપરથી શી હકીકત તમારા જાણવામાં આવી છે?"

"એમ જ કે, વિમળાના શબદેહનો સત્કાર પ્રાણુલાલ નામના માણસે કર્યો છે. એ માણસ ગ્રાન્ટરોડ ઉપર રહે છે."

હરિદાસ કાંઈ બોલ્યો નહિ. પ્રાણુલાલને લીલાવતી સાથે વિમળાના મકાનમાંથી નીકળતો જોયા પછી તેણે પણ એવી કલ્પના કરી હતી.

મોહનલાલે કહ્યું, "ખૂન થયું એ રાત્રે જે ત્રણ માણસો વિમળા પાસે ગયા હતા તેમના સંબંધી કાંઇ હકીકત જાણવામાં આવી નથી; છતાં એ ખૂન સાધારણ ખૂન નથી. જે માણસો એ રાત્રે વિમળા પાસે ગયા હતા તે પણ સાધારણ બદમાશ ખૂનીઓ હોવા જોઇએ નહિ, એવી મ્હારી દૃઢ માન્યતા છે."

આ વખતે પણ હરિદાસ કાંઈ બોલ્યો નહિ. મોહનલાલે કહ્યું, "દારૂના પીઠામાં એ બદમાશોની વાતચિત પરથી હું એમ પણ જાણી શક્યો છું કે, સરસ્વતી નામની એક સ્ત્રી સાથે વિમળાનો ગાઢ સંબંધ હતો. એ સરસ્વતીને પણ હું મળ્યો છું."

હરિદાસે આ વખતે વ્યાકુળ ભાવથી પૂછ્યું, "તેણે કાંઇ કહ્યું છે?"

"તેણે જે હકીકત કહી છે એ સાંભળી હું આશ્ચર્યચકિત બની ગયો છું. પ્રથમ તો તેણે મ્હારા કોઇ પણ પ્રશ્નનો ઉત્તર આપવાની ચોખ્ખી ના પાડી; મ્હેં ઘણા પૈસા આપવાની લાલચ બતાવી છતાં તે એકની બે થઇ નહિ. હું નિરાશ બની ઘર તરફ પાછો ફરતો હતો એવામાં તેણે મ્હને પૂછ્યું, "થોડા

વખત પહેલાં તમારી સાથે કોણ હતું ?" છુપાવવાની કાંઈ જરૂર નહિ જણાયાથી મ્હેં તમારૂં નામ દીધું. સરસ્વતીએ કહ્યું, "જો હરિદાસ એકલા મ્હને મળવા આવશે તો હું વિમળા સંબંધી જે કાંઈ જાણું છું તે તેમને કહીશ."

હરિદાસે થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યું, "બીજી કાંઇ હકીકત તમારા જાણવામાં આવી છે કે ?"

"હા, બીજી જે હકીકત મ્હારા જાણવામાં આવી છે તે ઉપરથી એ બન્ને ખૂનનો એક બીજા સાથે સંબંધ હોવો જોઇએ એમ સમજી શકાય છે."

હરિદાસે ભયભીત તેમજ વિસ્મિત બની જઈ કહ્યું, "બન્ને ખૂનનો એક બીજા સાથે સંબધ ? શો સંબંધ ?"

"હા. તે દિવસે તમારા પિતાજી પાસે પાંચસો રૂપિયાની પાંચ નોટો હતી ?"

"એ તો હું પણ જાણું છું."

"એ પાંચ નોટોમોની એક મ્હને મળી આવી છે !"

"કયાંથી મળી આવી છે ?"

"જે મકાનમાં વિમળા રહેતી હતી એ મકાનની ઘરવાળીને હું મળ્યો છું. ખૂનના ગુન્હા પાટે તેને પોલિસને સ્વાધીન કરવાનો મ્હેં ભય બતાવ્યો એટલે તેણે કહ્યું કે, 'વિમળાના ઓરડામાંથી મ્હને એક નોટ મળી આવી છે. સો રૂપિયાની નોટ વટાવવા જતાં પકડાઈ જવાશે એવા ભયથી મ્હેં તે વટાવી નથી.' ઘરવાળી પાસેથી હું એ નોટ લઈ આવ્યો છું. આ જુઓ એ નોટ ! તમારા પિતાની નોટનો નંબરજ આ નોટ ઉપર છે."

આ વખતે હરિદાસનું મ્હોં વિકૃત બની ગયું. મૃત્યુ પામેલા માણસ કરતાં પણ તેનું મ્હોં વિશેષ વિવર્ણ બની ગયું હતું. મહાકષ્ટે આત્મસંવરણ કરી અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું, "બસ–બહુ થયું. બીજી હકીકત હું પછી સાંભળીશ!"

મોહનલાલ આશ્ચર્ય પામી હરિદાસના મુખ તરફ જોઇ રહ્યો. થોડા સમય પછી હરિદાસે ઉઠી ઉભા થઈ મૃદુ સ્વરે કહ્યું, "ભાઈ! મ્હેં તમને આ તપાસ કરવાનું કામ સોંપ્યું હતું તથા તમે મ્હારે માટે તકલીફ લઇ બનતી તપાસ કરી છે."

મોહનલાલે કહ્યું, "ભાઈ! હજી તો આ મ્હારી તપાસની શરૂઆત છે. જે કાંઇ બાતમી મળી આવી છે તે ઉપરથી ખરા ખૂનીને શોધી કાઢવામાં હવે વિશેષ કષ્ટ નહિ ઉઠાવવું પડે."

હરિદાસે પુનઃ થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યું, "ભાઇ! હવે વિશેષ તપાસ કરવા કરાવવાની મ્હારી ઇચ્છા નથી. જે કાંઇ હકીકત તમારા જાણવામાં આવી છે તે પણ ગુપ્ત રહે તો સારૂં એમ હું ઇચ્છું છું."

મોહનલાલ કોઈ પણ રીતે એકાએક આશ્ચર્યચકિત બની જતો નહોતો. હરિદાસની વાત સાંભળી વિશેષ વિસ્મિત બની જઈ તેના મુખ તરફ તે થોડા સમય સુધી જોઈ રહ્યો. પછી મૃદુ સ્વરે તેણે પૂછ્યું "તમારી એવી જ ઇચ્છા છે કે?"

"હા, તપાસના કામને આગળ લંબાવવાની જરૂર નથી."

"આવું મજબૂત પ્રમાણ મળી આવવા છતાં તમે તપાસ કરવાનું માંડી વાળવા ઇચ્છો છો? તમે તમારા પિતાના ખૂનીને પકડાયલો જોવા ઇચ્છતા નથી?"

"હું ખાસ કારણ હોવાથીજ હવે આગળ વધવા ઇચ્છતો નથી."

"એવું તે શું કારણ છે?"

"કહી શકાય એવું હોત તો જરૂર કહેત."

"ઘણી મહેનત કરવા છતાં મોહનલાલ પોતાના ક્રોધને શાન્ત કરી શક્યો નહિ. તેણે ઉઠી ઉભા થઇ કહ્યું, "તમે તમારી મરજી હોય તેમ કરો. એ સાથે મ્હારે કાંઇ સંબંધ નથી. હું ચાલ્યો જાઉં છું."

વિશેષ કાંઇ બોલ્યા સિવાય મોહનલાલ ઝડપથી એ વિશ્રામ-ગૃહની બ્હાર નીકળી પડયો. હરિદાસ લમણે હાથ મુકી ઘણા સમય સુધી એ સ્થળે બેસી રહ્યો. રાત ઘણી વીતી ગઇ એટલે તે સુઇ રહેવા ગયો.

બીજે દિવસે સહુએ એમ જાણ્યું કે, હરિદાસ ઇનામની રકમ જાહિર કરનાર નથી ત્યારે સહુના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

—o—

## પ્રકરણ ૧૭ મું

—:o:—

## વકીલને ઘેર

વૃધ્ધ ભાઇશંકર મુંબાઈ શહેરના સુપ્રતિષ્ઠિત વકીલ હતા. તેમણે વકીલાતમાં પુષ્કળ પૈસા પેદા કર્યા હતા.

ભાઇશંકર રાવબહાદુર રામદાસ શેઠના વકીલ તેમજ અંતરંગ સ્નેહી હતા. રામદાસ શેઠ ભઇશંકરની સલાહ લીધા સિવાય કોઇ પણ મહત્વનું કાર્ય કરતા નહોતા. રામદાસ શેઠની કોઇ પણ વાત ભાઇશંકરથી ગુપ્ત નહોતી.

પિતાનું મૃત્યુ થયા પછી હરિદાસ ભાઈશંકર વકીલને એક બે વખત મળ્યો હતો, છતાં તેમની વચ્ચે કાંઇ મહત્વની વાતચિત થઈ નહોતી. હવે હરિદાસે ફરીથી એક વખત પોતાના પિતાના અંતમિત્ર તેમજ વકીલ ભાઇશંકરને મળવાનો નિશ્ચય કર્યો.

મોહનલાલના વિદાય થઇ ગયા પછી એ રાત્રે હરિદાસ લગારકાળ માટે પણ આંખ મીંચી શક્યો નહોતો. પ્રભાતકાળે ઉઠી તેણે નોકરને ગાડી જોડવાનો હુકમ કર્યો. સૂર્યોદય થતાં પહેલાં તો હરિદાસ ભાઇશંકરને ઘેર જઈ પહોંચ્યો. વૃદ્ધાવસ્થા હોવા છતાં ભાઈશંકરને મળસ્કેજ શય્યાત્યાગ કરવાની ટેવ હતી હરિદાસને જોઇ પ્રસન્ન મુખે તેઓ તેને પોતાના બેઠકખાનામાં લઇ ગયા.

હરિદાસે વિષાદયુક્ત હાસ્ય કરી કહ્યું, "આજે સવાર થતા પહેલાં જ મ્હેં આપને વિરક્ત કર્યા છે."

ભાઈશંકરે કહ્યું, "તમે અત્રે મ્હારી પાસે આવો ને હું વિરક્ત થાઉં ? ના–ના, પ્રભાતમાં જ તમારું દર્શન થવાથી મને ઘણો આનંદ થયો છે. મિલકત સંબંધી કાંઇ અગત્યની વાત કરવા આવ્યા હશો. હવે કામકાજનો સઘળો ભાર તમારે ઉપાડી લેવાનો હોવાથી દરેક વિષય ઉપર તમારે ધ્યાન આપવું પડશે. ભાઇ ! સંસારમાં કોઇ ચિરકાળ સુધી કાયમ રહેતું નથી. જે બનવાનું હતું તે બન્યું છે એમાં માણસજાતનું કાંઈ ચાલી શકે તેમ નથી."

વૃદ્ધ વકીલનું કથન પૂર્ણ થયું એટલે હરિદાસે કહ્યું, "હું

આજે મિલ્કત સંબંધી કંઇ પૂછપરછ કરવા આવ્યો નથી. હું બીજા કામે આવ્યો છું."

ભાટશંકરે હરિદાસના ઉતરી ગયેલા મુખ તરફ એક વખત જોયું. તે ચુપ બેસી રહ્યા. હરિદાસ કહેવા લાગ્યો, "હું મ્હારા પિતા સંબંધીની થોડી હકીકત પૂછવા આપની પાસે આવ્યો છું."

ભાટશંકરે પુછ્યું, "શી હકીકત તમારે પૂછવી છે?"

હરિદાસ કહેવા લાગ્યો, "મ્હારા પિતાના ખુનીનો પત્તો મેળવી તેને ભયંકર શિક્ષા કરાવવાની મ્હારી પ્રબળ ઇચ્છા છે। મ્હારી એ ઇચ્છા આપને ગેરવ્યાજબી લાગે છે કે?"

ભાટશંકર આ પ્રશ્નનો ઉત્તર નકારમાં આપી શક્યા નહિ. હરિદાસ ઉત્તેજિત ભાવથી કહેવા લાગ્યો, "હું મ્હારા પિતાને કેટલો બધો ચાહતો હતો એ બીજું કોઈ સમજી શકે એમ નથી. પિતાના ખુનીને ફાંસીએ લટકાવવાની મેં મારા મન સાથે પ્રતિજ્ઞા કરી છે."

વૃદ્ધ વકીલે મૃદુ સ્વરે કહ્યું, "સહુ એવી આશા રાખે છે કે, પોલિસ ખૂનીને જરૂર પકડી શકશે. તથા ન્યાયને અંતે ખૂનીને ફાંસીની સજા થશે. કાલે હું પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટને મળ્યો હતો. તેમણે કહ્યું છે કે, 'ખૂની જલ્દી પકડાશે.'"

હરિદાસે વિરક્ત ભાવથી કહ્યું, "આ ખૂનીનો ભેદ પોલિસ ઉકેલી શકે એમ હું ધારતો નથી."

વકીલે કહ્યું, "ત્યારે પછી ખૂની કેવી રીતે પકડાશે?"

"હું પોતે ખૂનીને પકડીશ. મ્હેં શોધ સુધ્ધાં ચલાવી હતી; પરંતુ પ્રથમ પગથીએજ મ્હને હરકત નડી છે."

વકીલ ચુપ બેસી રહ્યા. હરિદાસ શું કહે છે એ સાંભળવા તેઓ અધીર તથા ઉગ્ર બની ગયા હતા; આમ છતાં તેમણે પોતાના અંતરનો ભાવ મુખ ઉપર દર્શાવ્યો નહિ. હરિદાસ વકીલના મનનો ભાવ સમજી ગયો. આ વૃધ્ધ વકીલ પણ પોતાના પિતાનું ગુપ્ત જીવન રહસ્ય જાણે છે એમ તે સમજી ગયો. વકીલને મુખે એ રહસ્ય જાણી લેવાનો તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

હરિદાસે કહ્યું, "મ્હને એવી ખબર મળી છે કે, મ્હારા પિતાના બાલ્યજીવનમાં એવું રહસ્ય સમાયલું છે કે જે જાણવામાં આવતાં તેમના ખૂનીનો પત્તો સહેલાઈથી લાગે તેમ છે. તે સાથે મ્હેં એમ પણ સાંભળ્યું છે કે, એ ગુપ્ત રહસ્ય પ્રકાશિત થતાં મ્હારા પિતાનું નામ કલંકિત થાય તેમ છે, લોકો તેમની ઘણી નિંદા કરે તેમ છે. કોઇએ પોતાના વૈરનો બદલો વાળવાના હેતુથીજ ભયંકર રીતે તેમનું ખૂન કરેલું છે એ પણ હું જાણી શકયો છું જો હું ખૂનના રહસ્યનો ભેદ ખુલ્લો કરૂં તો મ્હારા પિતાની સઘળી કુકીર્તિ પ્રકાશમાં આવે તેમ હોવાથી કોઇએ મ્હને એ ખૂન તરફ આંખ આડા કાન કરવાની પ્રાર્થના કરી છે."

વૃધ્ધ વકીલે ગંભીરભાવથી કહ્યું, "તમે જે કહો છો તે હકીકત જો ખરી હોય તો તમારે એ માણસની પ્રાર્થના સ્વીકારવી જોઇએ."

"મ્હેં એ સઘળી વાત સાચી માની હોય એમ આપ ધારો છો કે?"

"ભાઇ! ઘણા સદ્‌ગુણી સચ્ચરિત્ર માણસો પણ યુવાવસ્થામાં ભયંકર ભૂલ કરી બેસે છે. જુવાની દીવાની છે."

"આપનું કહેવું ખરૂં છે. મ્હારા પિતાજીથી જો એવી કોઇ ભૂલ થઇ હોય તો તેનો વિચાર કરવાનો મ્હને અધિકાર નથી. જો પિતાના ખૂનીને છોડી દેવાની જરૂર હોય તો તેમ કરતાં પહેલાં હું એ સંબંધીની કેટલીક જરૂરી હકીકત જાણવા ઇચ્છું છું. સાચી હકીકત જાણ્યા સિવાય હું ખૂનની તપાસ કરવાનું કામ અટકાવનાર નથી."

વકીલ ચુપ જ રહ્યા. તેમને ચુપ રહેલા જોઈ હરિદાસ ઉઠી ઉભો થયો. તેણે વકીલની તદ્દન પાસે જઈ કહ્યું, "મ્હારા પિતાના જીવનના એ ગુપ્ત રહસ્યને જો કોઈ જાણતું હોય તો તે આપ છો. આપ સમજી શક્યા હશો કે, હું કેવળ વૃથા કુતૂહલ વૃત્તિ પૂર્ણ કરવા અત્રે આપની પાસે આવ્યો નથી. જો આવો ભયંકર બનાવ ન બન્યો હોત તો હું મ્હારા પિતાના જીવનનું ગુપ્ત રહસ્ય જાણવા વ્યાકુળ ન બની જાત પરંતુ એ ભેદ જાણવો એ હવે મ્હારૂં કર્તવ્ય થઇ પડ્યું છે. આપ મ્હારા હિતૈષી છો. મ્હને ખરી હકીકત કહી યોગ્ય સલાહ આપવી એ આપની ફરજ છે. હું ખુલ્લા શબ્દોમાં આપને પુછુ છું કે, એ છુપો ભેદ જાહેર થતાં મ્હારા પિતાનું નામ કલંકિત થાય તેમ છે કે?"

વકીલે હરિદાસના ઉતરી ગયેલા ચિંતાતુર મુખ તરફ જોઇ કહ્યું, "હા, એ ભેદ ખુલ્લો ન થાય એજ ઉત્તમ છે!"

હરિદાસે નિરાશ બની જઇ કહ્યું, "આપ પણ એમ કહો છો!"

બન્ને થોડા સમય સૂધી ચુપ રહ્યા. પછી હરિદાસે કાંઇક

આંશે અંદરના આવેગને દબાવી કહ્યું, "આપ મ્હને એ સઘળી હકીકત કહો. એ હકીકત સાંભળવાની મ્હારી ફરજ છે."

"પરંતુ મ્હારાથી કાંઇ કહી શકાય તેમ નથી."

"શા માટે કહી શકાય તેમ નથી? એ હકીકત સાંભળ્યા સિવાય હું મ્હારૂં કર્ત્તવ્ય નક્કી કરી શકું તેમ નથી. આપ એમ ન સમજશો કે, વેર લેવાની મ્હારી ઇચ્છા એક જ દિવસમાં બળતી વાત સાંભળી ઉડી જશે. હું ફરીથી આપને કહું છું કે, એ હકીકત હું જરૂર સાંભળીશ."

"પરંતુ હું લાચાર છું કે, મ્હારાથી એ સંબંધી તમને કાંઈ કહી શકાય તેમ નથી."

"ઠીક છે, આપ નહિ તો હું આકાશ પાતાળ એક કરીને પણ એ ગુપ્ત હકીકત જાણીશ. એમ કરવા જતાં કાંઇ નુકસાન થશે તો તેના જવાબદાર આપ ગણાશો."

આમ કહી ક્રોધના આવેગથી હરીદાસ ચાલ્યો જતો હતો એવામાં વૃધ્ધ વકીલે તેની પાસે જઇ તેનો હાથ પકડી કહ્યું, "ભાઇ! આવો બેસો. ઉતાવળા ન થાઓ. હું કહી શકાય એટલી હકીકત તમને કહું છું."



# પ્રકરણ ૧૮ મું



## વકીલે આપેલો આભાસ

વૃદ્ધ વકીલે કહ્યું, "તમારા પિતા ઉમ્મર લાયક થયા અને વિષમ સંપત્તિ જ્યારથી તેમના હાથમાં આવી, ત્યારથી તેઓ

મ્હારા ઉપર ઘણી કૃપા રાખતા હતા. હું તેમનો કેવળ વકીલજ નહિ; પરંતુ તે સાથે અંગત સ્નેહી સંબંધી હતો."

"એ હું પણ જાણું છું." હરિદાસે કહ્યું.

"તેમની ઉમ્મર જ્યારે બાવીશ ત્રેવીસ વર્ષની હતી ત્યારે તેઓ પ્રવાસે નીકળી પડયા હતા. પ્રવાસમાંથી શુરૂઆતમાં તો તેઓ મ્હને નિયમિત કાગળ પત્ર લખતા હતા; પરંતુ પછીથી તેમના તરફથી પત્રો આવતા તદ્દન બંધ થઈ ગયા. પોતાની વિષય સંપત્તિ સાંભળવાનું કામ તેમણે મ્હને સોંપ્યું હતું, આમ હોવા છતાં તેમના કાગળ પત્ર આવતાં બંધ થઈ ગયા. હુ પત્ર લખતો તો મ્હને ઉત્તર પણ મળતો ન હોતો. તેમના રૂપિયા બેંકમાં જમા હતા. તેઓ જે જે સ્થળે જતા હતા તે તે સ્થળેથી એ બૅંકની બ્રાંચ ઑફિસમાંથી રૂપિયા ઉપાડતા હતા. બૅંકમાં તપાસ કરી તેઓ કયા સ્થળે છે એ હું જાણી શકતો હતો.

"તેમના પ્રવાસે ચલ્યા ગયા પછી છ સાત મહિને એક દિવસે બેંકના મેનેજરે મ્હને પોતાની પાસે બોલાવ્યો. હું બેંકમાં જઈ તેમને મળ્યો એટલે તેમણે કહ્યું, 'બૅંકમાં રામદાસ શેઠના બે લાખ રૂપિયા જમા હતા તે બધા તેમણે ઉપાડી લીધા છે; છતાં તેઓ બીજા દશહજાર રૂપિયા માગે છે." એ રૂપિયા આપવાનું કહી ઑફિસે પરત આવી મ્હેં દશ હજારની રકમ બૅંકમાં મોકલી આપી. તે સાથે રામદાસ શેઠને પણ સઘળી હકીકત લખી જણાવી. છ માસ જેટલા ટુંકા સમયમાં બે લાખ રૂપિયાની ગંજાવર રકમ ખરચવામાં આવે તો મિલકત કેવી રીતે બચી શકે ? મ્હારા પત્રના ઉત્તરમાં ઉલટી તેમણે પચીસ હજાર

રૂપિયાની બીજી રકમ તાકીદે પોતાને મોકલી આપવાનું તેમણે મ્હને લખ્યું. નિરૂપાયે મ્હેં કંપનીના કાગળો વેચી એ રકમ તેમને મોકલી આપી. "

હરિદાસે પૂછ્યું, " એ વખતે મ્હારા પિતા કયાં હતા ? "

" મ્હને ક્ષમા આપો. તમારા આ પ્રશ્નનો ઉત્તર હું આપી શકું તેમ નથી. "

હરિદાસે કપાળ સંકુચિત કરી કહ્યું, " ઠીક છે; કહો જોઇએ કે, પછી શું થયું ? "

" પછી લગભગ એક મહિના સુધી તેમના તરફની કાંઇ ખબર મ્હને મળી નહિ. પછી એક દિવસે રાત્રે એકાએક મ્હારા નોકરે મ્હારી પાસે આવી કહ્યું. એક માણસ જરૂરી કામને લીધે આપને મળવા ઇચ્છે છે. મોડી રાતે કોણ આવ્યું હશે એ જાણવાના હેતુથી હું બ્હાર નીકળ્યો તો તમારા પિતાનો નોકર બિહારી મ્હારી નજરે પડ્યો. "

" તે શા માટે આપની પાસે આવ્યો હતો ? " હરિદાસે પૂછ્યું.

" તમારા આ પ્રશ્નનો ઉત્તર પણ હું નહિ આપી શકું. વિના કારણ મ્હારા ઉપર ગુસ્સે ભરાશો નહિ. એ રાત્રે બિહારીની હકીકત સાંભળી હું તેની સાથે રવાના થયો તથા જે સ્થળે તમારા પિતા હતા એ સ્થળે જઇ હું તેમને મળ્યો; છતાં મ્હારો પરિશ્રમ વૃથા થયો. અનેક રીતે સમજાવ્યા છતાં હું તેમને ઘેર તરફ પાછા લાવી શકયો નહિ. મ્હને લાગે છે કે, એ વખતે તમારા પિતાનું ચિત્ત સ્થિર ન હોતુ. જો તેમનું ચિત્ત સ્થિર

હોત તો તેઓ એ સ્થળે એક ક્ષણ પણ રોકાત નહિ. પછી એક વર્ષ સુધી અમારી બન્નેની મુલાકાત થઇ નહિ. એક વર્ષ વીતી ગયા પછી મુંબાઇ આવી તેમણે લગ્ન કર્યું."

"આપે મ્હને જે હકીકત કહી તે ઉપરથી હું કાંઇ સમજી શકતો નથી. હું એ જાણવા ઇચ્છું છું કે, જે વખતની વાત આપે કહી છે એ વખતે તેઓ ક્યાં હતા તથા તેમના ઉપર શી આફત આવી પડી હતી? આપ મ્હને વિશેષ કાંઇ કહી શકો તેમ નથી કે?"

"કહેવાનો ઉપાય નથી; ઉપાય હોત તો જરૂર કહેત એ વાત કોઇને નહિ કહેવાની હું દૃઢ પ્રતિજ્ઞા કરી ચુકયો છું. મ્હને પ્રતિજ્ઞાનો ભંગ કરવાનું તમે નહિજ કહો એવી હું આશા રાખું છું. વળી હવે તમારા પિતા હયાત પણ નથી."

"હું આપને પ્રતિજ્ઞાનો ભંગ કરવાનું કહેતો નથી. જો મ્હારા પિતા આવો ભયંકર બનાવ બનશે એમ અગાઉથી જાણતા હોત તો તેઓ કદાપિ આપની પાસે પ્રતિજ્ઞા કરાવત નહિ."

"ભાઇ! હું જે થોડી હકીકત જાણું છું તે ઉપરથી એમ કહી શકું છું કે, હમણાં જો આપણાં સદ્ભાગ્યે તેઓ હયાત હોત તો પણ પોતાના શત્રુને સજા કરાવવાને યત્ન કરત નહિ. પોતાના જીવનની એ ગુપ્ત વાતને તેઓ કોઇ પણ રીતે ખુલ્લી કરત નહિ."

"એ વિષયનો વિચાર હું પોતે કરી જોઇશ. મ્હેં એ ગુપ્ત રહસ્યનો ભેદ ઉકેલવાની પ્રતિજ્ઞા કરી છે. સઘળી ગુપ્ત

હકીકત જાણી લીધા પછી શું કરવું ઉચિત છે અને શું કરવું અનુચિત છે એનો હું નિર્ણય કરીશ."

વૃધ્ધ વકીલે ધીમેથી પોતાનું માથું હલાવી કહ્યું, "એમ કરવા જતાં તમારો વખત નકામો જશે."

"મ્હને બીજું કામ પણ શું છે? આવી સ્થિતિમાં હું ચુપકીદી ધારણ કરી સ્થિર બેસી રહી શકતો નથી."

"ભાઇ! હું વૃધ્ધ થયો છું. તમારા કરતાં આ દુનિયાનો મ્હને વિશેષ અનુભવ છે. હું તમને ઉપદેશ આપું છું કે, આ વિષયમાં તમે ઊંડા ન ઉતરો એમાંજ તમારૂં કલ્યાણ છે. ગમે એટલો પ્રયત્ન કરવા છતાં હવે તમે તમારા પિતાને જીવતા જોઇ શકવાના નથી; ઉલટું એ વાતને વિશેષ ચુંથવાથી તમારૂં અહિત થશે. બદલો લેવાની ઇચ્છા રાખવી એ સારૂ નથી."

"હું બદલો લેવા નથી ઇચ્છતો. દુરાચારી ખુનીને તેના અપરાધની યોગ્ય સજા થયેલી જોવા ઇચ્છું છું."

"કદાચ ખુનીને તેના કર્મનો બદલો મળી ચુકયો હશે!"

હરિદાસે અત્યંત આશ્ચર્ય પામી કહ્યું, "આપ આ શું કહો છો?"

"એજ કે, પાપની સાથે તેની સજા હોય છેજ એ સજાની વ્યવસ્થા ઇશ્વર કરે છે."

"હશે કદાચ. હું આપની સાથે ઇશ્વર સંબંધીની ચર્ચા કરવા નથી આવ્યો. મ્હેં જે બાતમી મેળવવાનો નિશ્ચય કર્યો છે તે કોઇ પણ રીતે હું મેળવીશજ. જગતની કોઈ પણ વ્યકિત મ્હને મ્હારા નિશ્ચયથી ડગાવી શકે તેમ નથી, હવે હું જાઉ છું."

"ભાઇ! બેસો, આમ અધીરા ન બની જાઓ."

હરિદાસ ઉઠવા જતો હતો; પણ તે પાછો આસન ઉપર બેઠો. તેણે પૂછ્યું, "સઘળી હકીકત આપ મ્હને કહો છો ને?"

"ના, તમારી સમજ ફેર થાય છે."

"ત્યારે પછી વિના કારણ અહીં બેસી રહેવાથી શો લાભ છે?"

"હું એક વખત તમને કહી ચુકયો છું કે, એ વિષયમાં ઊંડા ઉતરવાથી પરિણામ વિપરીત આવશે."

"એ વિચારવાની ફરજ મ્હારી છે."

"તમારે જીવન પર્યંત દુઃખ ભોગવવું પડશે."

"દુઃખ ભોગવવા હું તૈયાર છું. આવી સંદેહયુકત સ્થિતિમાં રહેવા કરતાં દુઃખ ભોગવવું હું સારૂં સમજું છું."

વૃદ્ધ વકીલે ઘણા ધીમા સ્વરે કહ્યું, "તમારા પિતાએ દક્ષિણમાં અમુક સ્થળે—"

"કયા સ્થળે?"

પ્રથમ જ હું કહી ચુકયો છું કે, એ સ્થળનું નામ જણાવી શકાય તેમ નથી."

'ઠીક છે, એ વાતનો પત્તો હું મેળવી લઇશ. શું બન્યું હતું તે આપ કહો."

જે કાંઈ બન્યું હતું એ હું સ્પષ્ટતાથી તો તમને નહિ જ કહી શકું. હું કેવળ એટલું જ જાણું છું કે, તેઓ એક ગંભીર આફતમાં ફસાયા હતા. અમુક માણસ સાથે તેમને દુશ્મનાવટ થઇ હતી. એ દુશ્મનાવટના કારણે તેમનું ખૂન થયું હોય એ એ બનવા જેવું છે."

આટલું બોલી ભાઇશંકર ચુપ રહ્યા. હરિદાસે પૂછ્યું, "વિશેષ હકીકત આપ કહી શકો તેમ નથી કે?"

"ના."

હરિદાસ ઉઠી ઉભો થયો. પછી ઘણા દૃઢ ભાવથી તેણે કહ્યું, "ઠીક છે, હું પોતે તપાસ કરી સઘળી બાતમી મેળવીશ. એ કામ કરવા જતાં આ જીવ જાય તો તેની પણ મ્હને ચિંતા નથી. પિતાના ખુનીને ફાંસીએ ચઢેલો જોઇશ ત્યારે જ મ્હારો જીવ શાન્ત થશે."

આમ કહી હરિદાસ ચાલ્યો ગયો. ભાઇશંકરે ઘણા સમય સુધી ચુપ બેસી રહ્યા પછી પોતાના મન સાસે કહ્યું, "આનું પરિણામ સારૂં નહિ આવે."

—:o:—

## પ્રકરણ ૧૯ મું

—o—

### ભૌતિક દીપક.

મુંબઇથી કેટલેક દૂર સમુદ્ર કિનારા પર ધનગાવ નામનું એક ન્હાનું ગામડું આવેલું છે. એ સ્થળે પ્રથમ વિશેષ વસતિ ન હોતી. જે વખતની આ નવલકથા લખવામાં આવે છે એ વખતે એ ઠેકાણે ચારપાંચ ખેડુતોનાં ઘર આવેલાં હતાં. એ ખેડૂતોમાં ભીખો નામનો ખેડૂત અગ્રગણ્ય હતો. બીજા ખેડૂતો ભીખા તરફ ઘણી ભક્તિ શ્રધ્ધા ધરાવતા હતા.

ગામની ચારે તરફ ખેતીવાડીની જમીન તથા એ જમીનની એક બાજુએ મહા સમુદ્ર અને ત્રણ બાજુએ દીપંસ્થાન બાપી

ખાડી આવેલી હતી. ગામમાં જવાનો રસ્તો પણ ઘણો સાંકડો હોઇ તેને કોઇ પણ રીતે કામચલાઉ બનાવવામાં આવ્યો હતો. અંધારી રાત્રે કોઈ એ રસ્તે જવા આવવાનું સાહસ કરી શકતું નથી; કેમ કે ભરતી વખતે રસ્તાની બન્ને બાજુએ પુષ્કળ પાણી ભરાઇ જતું હતું. એક વખત પગ સરકતાં એ પાણીમાં પડયા પછી બ્હાર નીકળવાનું કામ કઠિન હતું. એ ઉપરાંત ઝેરી સાપનો ઉપદ્રવ પણ કંઇ ઓછો ન હોતો. ભરતી વખતે ચારે તરફ જાણે કે મહા સમુદ્ર ઉછાળા મારતો હોય એવો દેખાવ થઇ રહેતો હતો.

જે દિવસની હકીકત આ પ્રકરણમાં લખવામાં આવે છે તે દિવસે રાત્રે વંટોળીઆનું પ્રચંડ તોફાન ચાલૂ થયું હતું. વચ્ચે વચ્ચે મુષળ ધાર વૃષ્ટિ થતી હતી. અંધકાર એટલો બધો વધી ગયો હતો કે એક અંતરે આવેલી વસ્તુ પણ જોઈ શકાતી ન હોતી.

બીખાએ પોતાની ઝુંપડીનું બારણું ઉઘાડી દક્ષિણ દિશા તરફ જોયું. દૂર બે દીવા દેખાતા હતા. એક દીવો ઘણે ઉંચે અને બીજો તેનાથી થોડે નીચે દેખાતો. હતો. ઉપરનો દીવો જોઇ બીખો ભય પામી બોલી ઉઠયો, " પાછું આ શું ?!"

ગામથી થોડે દૂર સમુદ્રના તટ ઉપર એક બે માળનો બંગલો આવેલો હતો. બંગલાની આસપાસ બગીચો હતો. રાવબહાદુર રામદાસ શેઠે વચ્ચે વચ્ચે નિવૃત્તિમાં રહેવાના હેતુથી આ એકાંત સ્થળે એ બંગલો બંધાવ્યો હતો તથા તેમણે ગામની ઘણીખરી જમીન ખરીદ કરી લીધી હતી. પહેલાં તેઓ કોઈ કોઇ વખતે આ બંગલામાં આવી બે ચાર દિવસ રહી જતા. હમણાં ઘણા

વખતથી તેઓ આ બંગલામાં આવ્યા ન હોતા. બગીચા તથા બંગલાની સંભાળ રાખવાનું કામ એક માળી અને એક પ્રૌઢા સ્ત્રીને સોંપવામાં આવ્યું હતું. પૂરતી દેખરેખ સિવાય બંગલાનો અમુક ભાગ ભાંગી પડવા માંડ્યો હતો તથા બગીચાએ જંગલનું સ્વરૂપ ધારણ કર્યું હતું.

એ બંગલામાં છેલ્લા ઘણા વખતથી કોઇ રહેતું નથી એ ગામનાં માણસો જાણતાં હતાં; આમ છતાં રોજ રાત્રે એ બંગલામાં દીવો સળગતો હોવાથી એ ભૂત પ્રેતનું જ કામ છે એમ સઘળા માણસોનું ધારવું હતું. દિવસે માળી તથા પેલી પ્રૌઢા સ્ત્રી ગંગાને એ દીવો કોણ સળગાવે છે એ સંબંધી અમુક માણસોએ પૂછ્યું હતું. તેના ઉત્તરમાં તેમણે બન્નેએ કહ્યું હતું કે, 'બંગલામાં કોઈ રહેતું નથી એટલે પછી દીવો કોણ સળગાવે?' આમ છતાં દરરોજ રાત્રે દીવો સળગતો હતો. આજે પણ ભીખો રામદાસ શેઠના બંગલામાં દીપક સળગતો જોઈ શક્યો. ભયભીત બની તે ઝુંપડીનું બારણું બંધ કરવા જતો હતો એવામાં દૂરથી તે કોઇ માણસને બૂમો પાડતું સાંભળી શક્યો. એ બૂમો કોઇ બાળક અથવા અબળાની નહિ પરંતુ બળવાન માણસની હોય એમ લાગતું હતું. વાયુ પૂર જોરથી ફુંકાતો હતો. બૂમો પાડનાર માણસ જો બળવાન ન હોત તો વાયુના આવા પ્રચંડ તોફાનમાં તેની બૂમો સાંભળી શકાત નહિ.

આવી અંધારી રાત્રે વાયુ તથા વૃષ્ટિના તોફાનમાં કોણે ખાડીમાં ઉતરવાની હિંમત કરી હશે? એ કોઇ ગામનું માણસ

તો નજ હોવું જોઈએ. કોઇ નવું-અજાણ્યું માણસ રસ્તો ભુલી ખાડીમાં પડયું હશે એમ ભીખાને લાગ્યું. ભીખો બરાબર ધ્યાન દઇ સાંભળવા લાગ્યો. કોઇ માણસ મદદ માટે બૂમો મારે છે એમ તે સ્પષ્ટ સમજી શકયો. ભીખાનો સ્વભાવ દયાળુ હતો તે નિશ્ચિંતતાથી ઝુંપડામાં બેસી શકયો નહિ. તેણે એક ફાનસ સળગાવી ડાબા હાથમાં ઉંચકી લીધું તથા જમણા હથમાં વાંસની એક મજબૂત લાકડી લીધી. પછી તે ઝુંપડાની બહાર નીકળી પડયો, બે પાડોશીને બોલાવી તેમને પણ તેણે પોતાની સાથે લીધા.

એ વખતે વાયુનું તોફાન વધ્યું હતું. વૃષ્ટિ મુષળ ધારથી પડતી હતી. વચ્ચે વચ્ચે વિજળી ચમકી આકાશના એક છેડાથી બીજા છેડાને પ્રકાશિત કરી એ ભયંકર દ્રશ્યને વિશેષ ભયાવહ બનાવી દેતી હતી.

ભીખાએ પોતાના બન્ને સાથીદારને કહ્યું, “મ્હારી તદ્દન નજીક ચાલો. રાત ઘણી ભયકર છે. કોઇ માણુસ રસ્તો ભુલી ખાડીમાં પડયો હોય એમ લાગે છે. જો આપણે જલ્દી તેની પાસે જઈ પહોંચી તેને મદદ નહિ કરીએ તો તે બચી શકશે નહિ.”

ફાનસ લઈ સાવધાનતાથી તેઓ આગળ વધ્યા; પરંતુ વાયુના પ્રચંડ તોફાનમાં પુનઃ તેઓ કોઇનો અવાજ સાંભળી શકયા નહિ. વિજળી ચમકતાં તેમણે ચારે તરફ જોયું; પરંતુ કોઇ તેમની નજરે પડયું નહિ. પછી ભીખાએ ઉચ્ચ કંઠે કહ્યું, “કોણ છે? કોણ બૂમો પાડે છે?”

બીજીજ ક્ષણે થોડા અંતરેથી ઉત્તર આવ્યો, "આ તરફ આવો. અંધકારમાં મ્હને રસ્તો સૂઝતો નથી."

જે તરફથી ઉત્તર આવ્યો તે તરફ બીખો પોતાના સાથીદારોને લઈને જવા લાગ્યો. થોડે દૂર જતાં તેઓ એક માણસને રસ્તાની બીજી બાજૂએ ખાડીની અંદર ઉભો રહેલો જોયો, એ માણસના પગ ઢીંચણ સુધી ખાડીમાં દબાયલા હતા. બીખાએ એ માણસના મ્હોં તરફ ફાનસ ધર્યું તો તે એક રૂપવાન યુવક જણાયો. એ યુવકનો પોષાક શ્રીમંત ગૃહસ્થને શોભે એવો હતો.

એ યુવકે કહ્યું, "મ્હને લાગે છે કે, રસ્તો ભુલી હું અહીં આવી પડયો છું. વળી અંધકાર એટલો બધો છે કે, પાછા ફરવાની હિમ્મત પણ હું કરી શકયો નહિ. તેથી નિરૂપાયે મદદ માટે હું બૂમો મારતો હતો. આવા વાયુ તથા વૃષ્ટિના તોફાની વખતમાં તમે મ્હારી બૂમો સાંભળી શકયા એ સૌભાગ્યનો વિષય છે. તમે બંગલાના માણસો છો કે ગામના?"

બીખાએ કહ્યું, "અમે આ ગામમાંજ રહીએ છીએ. આપ અંધકારમાં આગળ વધ્યા નથી એ સારૂં કર્યું છે; નહિ તો આપની ઘણી દુર્દશા થવાનો સંભવ હતો."

યુવકે કહ્યું, "મ્હારા મનમાં પણ એજ ભય હતો. તમારામાંથી કોઇ મ્હને રામદાસ શેઠને બંગલે પહોંચાડશે કે? હું તમને ખુશી કરીશ. વળી જો બંગલો બહુ દૂર હોય તો જો આજની રાત માટે મ્હને આશ્રય આપશો તો તમારો મ્હારા ઉપર ઘણો ઉપકાર થશે."

ભીખાએ કહ્યું, "બંગલો દૂર છે. વળી રાત પણ તોફાની છે. આવી રાત્રે બંગલા સુધી જવાનું કામ સહેલું નથી. જો આપની મરજી હોય તો આપ આ ગરીબના ઝુંપડામાં ઘણી ખુશીથી રહી શકો તેમ છો."

યુવકે કહ્યું, "તમારી ભલી લાગણી માટે ઉપકાર માનું છું. આખું શરીર ભીંજાઇ ગયું છે; ઠંડીથી મ્હને કંપારીઓ છૂટે છે. કોઇ પણ ઠેકાણે બે હાથ જેટલી જગ્યા સુવા માટે મળશે તો બસ છે."

"ચાલો ત્યારે."

ભીખાના બન્ને સાથીદાર એ યુવકને ખાડીમાંથી કાઢી રસ્તા ઉપર લઇ આવ્યા. હાથમાં ફાનસ લઇ ભીખો સહુની આગળ ચાલવા લાગ્યો. તેની પાછળ યુવક અને યુવકની પાછળ પેલા બે ભીખાના પાડોશીઓ ચાલવા લાગ્યા.

તેઓ ભીખાના ઝુંપડાં નજીક જઇ પહોંચ્યા એટલે યુવકની નજર એકાએક દૂર સળગતા દીવા તરફ ખેંચાઇ. એ ભીષણ અંધકારમાં ઉજ્વળ નક્ષત્રની માફક દૂર બે દીવા સળગતા હતા. યુવકે પૂછ્યું, "પેલા બે દીવા ક્યાં સળગે છે?"

આ પ્રશ્ન સાંભળી કંપતા કંઠે ભીખાએ કહ્યું "નામદાર શેઠના બંગલામાં રામ-રામ!" ભીખાના બન્ને સાથીઓએ પણ ભયભીત સ્વરે કહ્યું, "રામ-રામ!"

યુવકે આશ્ચર્ય પામી કહ્યું, "તમે રામ રામ કેમ કહો છો?"

ભીખાએ કહ્યું, "આપ પેલો ઉપરનો દીવો જુઓ છો ને?"

"હા, તેનું શું છે?"

"એ દીવો માણસે સળગાવ્યો નથી!"

"વિશેષ આશ્ચર્ય પામી યુવકે કહ્યું, "માણસે સળગાવ્યો નથી! ત્યારે કોણે સળગાવ્યો છે?"

"ભુત પ્રેત સિવાય બીજું કોણ સળગાવે?"

યુવકે મૃદુ હાસ્ય કરી કહ્યું, "પ્રથમ તમારે ઘેર ચાલો; પછી આપણે નિરાંતે ભુતની વાત કરીશું."

ભીખો અને તેના સાથીઓ પણ ટાઢથી ધ્રુજતા હતા, ભીખાએ કહ્યું, "ચાલો."

ભીખાની સ્ત્રી જાણતી હતી કે, તેઓ બધા ભીંજાઇ જઈ ટંડીથી ધ્રુજતા ધ્રુજતા આવશે તેથી તેણે માટીની એક સઘડીમાં દેવતા સળગાવી રાખ્યો હતો. ઝુંપડાના આગલા ખંડમાંનો દીવો પણ તેણે સતેજ કરી રાખ્યો હતો તથા ત્યાં એક ચટાઇ બિછાવી રાખી હતી.

એ ઝુંપડામાં બે ખંડ હતા. સહુએ આગલા ખંડમાં પ્રવેશ કર્યો. ભીખાની સ્ત્રીએ પાછલા ખંડના બારણા પાસેથી ડોકીયું કરી યુવકને જોઇ લીધો. એ યુવકને જોતાંની સાથેજ તે ચમકી ઉઠી. તેણે પોતાના ધણીનું ધ્યાન ખેંચવાના હેતુથી અંદરના બારણાની સાંકળ એક બે વખત ધીમેથી ખખડાવી; પરંતુ ભીખાએ તે તરફ ધ્યાન આપ્યું નહિ. તે આવેલા યુવકની સરભરા કરવામાં રોકાયો. ઝડપથી એક હાથ લુંછવાનો રૂમાલ, એક કપડું અને પાણીથી ભરેલો લોટો લઈ આવી તેણે કહ્યું, "મુરબ્બી, આપનાં કપડાં ભીંજાઇ ગયાં છે તે કાઢી નાખો અને આ ધોતીઉં પહેરી લ્યો. હું ગરીબ માણસ છું. મ્હારી પાસે સારૂં ધોતીઉં કયાંથી હોય."

"તમારે મુંઝાવાની જરૂર નથી. આ ધોતીઉં ચાલશે."

આમ કહી યુવકે કપડાં કાઢી નાખ્યાં અને ભીખાનું ધોતીઉં પહેરી લીધું. યુવકનાં ભીંજાયલાં કપડાં ભીખાએ દિવાલ ઉપર મુકવી દીધાં.

યુવક પગ ધોઈ આવી ચટાઈ ઉપર બેઠો. ભીખાએ સળગતી સગડી તેની આગળ ગોઠવી કહ્યું, "આ ગરીબનું ઘર છે. આપને માટે કાંઇ ખાવા પીવાનું—"

"જે કાંઇ હશે તે મ્હારે માટે અમૃત તુલ્ય છે. ભુખથી મ્હારો જીવ જાણે નીકળી જાય છે!"

"આપ આપને હાથે રાંધશો કે?"

"ગાંડા થયા છો કે શું? તમે તમારા માટે જે રાંધ્યું હોય તેમાંથી મ્હને ખાવા આપો."

"મુરબ્બી, અમે......"

"કાંઇ ફિકર નહિ."

ભીખો ગુંચવાડામાં પડી જઈ શું કરવું તેની ચિંતા કરવા લાગ્યો. યુવકે હસીને કહ્યું, "તમે વિના કારણ શા માટે મુંઝાઓ છો? હું રાંધેલું જ ખાઇશ. મ્હને બધું ચાલે છે."

"આપ કિરસ્તાન છો કે?"

"ના ભાઈ! ના. હું પરમ હિંદુ છું."

ભીખાએ કુંઠિત ચિત્તે ખાવાનુ લાવવાની આજ્ઞા કરી. વિના વિલંબે ચાર પાંચ ચોખાની જાડી રોટલીઓ કેરીનું અથાણું તથા વાડકી ભરી દૂધ લાવવામાં આવ્યું. યુવક બહુ ભુખ્યો થયો હતો. તે ઝડપથી ભોજન કરવા લાગ્યો.

ભોજન કરતાં કરતાં તેણે કહ્યું, "ભીખાભાઈ! હવે તમારી ભુતની વાત કહો. ભૂત પ્રેતની વાત સાંભળવી મ્હને બહુ ગમે છે. એ ભુત કેટલા દિવસથી અહીં આવ્યું છે?"

યુવકનો ભૂત તરફનો આવો આગ્રહ જોઈ ભીખો કાંઈક અંશે નારાજ થયો. તેણે પોતાના મન સાથે કહ્યું, "આજકાલના સુધરેલા માણસો ઇંગ્રેજી ભણી ભૂત પ્રેતને માનતા નથી; પરંતુ ગરીબ માણસો માને છે."

ભીખાને ચુપ રહેલો જોઈ યુવકે ફરીથી કહ્યું, "ભીખાભાઈ! તમારા ભુતની વાત કેમ કહેતા નથી?"

ભીખાએ ગંભીર ભાવ ધારણ કરી કહ્યું, "એ વાત સાંભળી આપ હસશો. એ વાત સાંભળવાથી શો લાભ છે?"

યુવક પોતાની ભૂલ સમજી શકયો. ઝટપથી મુખ ઉપર ગંભીર ભાવ લાવી તેણે કહ્યું, "ના—ના, હસું શા માટે? કહો જોઈએ; જો તમે એ વાત નહિ કહો તો મ્હને ઘણુ દુઃખ થશે."

ભીખો એ ખંડમાં એક ખુણામાં બેઠો. તેની સ્ત્રી ભુતની વાત સાંભળવા અંદરના બારણા પાછળ અધીર ચિત્તે બેઠી હતી એ તે જાણતો નહોતો. તેની સ્ત્રી કોઈ કારણથી વિશેષ ભય પામેલી હોવા છતાં તે તરફ ભીખાનું ધ્યાન ખેંચયું નહોતું.

ભીખાએ ભયચકિત દૃષ્ટિથી ચોતરફ જોઇ પુનઃ બે ત્રણ વખત બરપરટ સ્વરે રામનામનો ઉચ્ચાર કર્યો. યુવકે મહાકષ્ટે હાસ્યના આવેશને રોકયો. તેણે ગંભીર ભાવથી કહ્યું, "હવે તમે એ ભુતની વાત કહો."

મૃદુ પરંતુ ભયથી કંપતા કંઠે કહ્યું, "એ તરફ બગી-

ચાની અંદર એક બંગલો આવેલો છે એ કદાચ આપ જાણતા નહિ હો. એ મુંબાઇના માલદાર શેઠ રામદાસનો બંગલો છે. આ ગામની ઘણી ખરી જમીન પણ તેમના કબ્જામાં છે. રામદાસ શેઠ અમારા જમીનદાર છે. એમના જેવા દયાળુ શેઠ બહુ થોડા થશે. આપે મુંબાઈના રામદાસ શેઠનું નામ સાંભળ્યું હશેજ."

યુવકે કહ્યું, "હા, સાંભળ્યું છે."

"પહેલાં તો થોડા થોડા વખતને અંતરે એ બંગલામાં આવી બે ચાર દિવસ રહી જતા હતા. તેઓ ગરીબના માબાપ હતા. તેઓ જ્યારે જ્યારે આવતા હતા ત્યારે ત્યારે મુંબાઇથી અમારે માટે અવનવી વસ્તુઓ લાવતા હતા."

"વારૂ, પછી?"

"વળી તેઓ આવવાના હોય ત્યારે અગાઉથી કાંઈ ખબર આપતા નહોતા. મરજી પડે ત્યારે એકદમ આવી ચઢતા હતા. તેમના આવવાનો ચોકકસ નિયમ નહિ હોવાથી ઉપરના માળનો એ ઓરડો હંમેશાં સાફ રાખવામાં આવતો હતો."

"કયો ઓરડો?"

"જે ઓરડામાં દીવો સળગતો જોવામાં આવે છે તે. તેઓ આવતા એટલે એ ઓરડામાં દીવો સળગતો જોઇ શેઠ આવ્યા છે એમ અમે જાણી શકતા હતા. તેઓ જ્યારે અહીં ન હોય ત્યારે એ ઓરડાને તાળું મારી બંધ રાખવામાં આવતો હતો. કોઇ એ ઓરડામાં જવાની હિમ્મત કરી શકતું નહિ તથા તેમાં દીવો પણ સળગાવવામાં આવતો નહિ."

"ત્યારે આજે તો એ ઓરડામાં દીવો સળગતો દેખાય

છે? કોણે આવીને દીવો સળગાવ્યો હશે?"

"હું જે જાણું છું તે કહું છું. ત્રણ માસ પૂર્વે એક દિવસે રાત્રે બ્હારથી ઘેર પાછા ફરતાં અમે એ ઓરડામાં દીવો જોયો. શેઠ આવ્યા છે ધારી અમને ઘણો આનંદ થયો. તેઓ ઘણા દિવસથી આ તરફ આવ્યા નહોતા."

"કેટલા વખતથી નહોતા આવ્યા?"

"ઘણા વખતથી-લગભગ પાંચ સાત વર્ષથી."

"એ પાંચ સાત વર્ષમાં બીજું કોઇ બંગલે આવ્યું નહોતુ?"

"ના, એટલા માટે તે બાગે જંગલનું રૂપ ધારણ કર્યું છે અને બંગલો પણ અમુક ઠેકાણેથી ભાંગી જવા લાગ્યો છે."

"તમારી પાસેથી ખેતીવાડીની આવક ઉઘરાવવા પણ કોઇ આવતુ નહોતું?"

"શેઠ અમારા જેવા ગરીબ માણસોનાં માબાપ બરાબર હતા. ખેતીવાડીનું સઘળુ ઉત્પન્ન તેમણે ઉદારતાથી અમને સોંપી દીધું હતું."

"ઠીક પછી?"

"પછી સ્હવારે તાજી શાકભાજી લઈ હું બગીચામાં ગયો. બગીચામાં—બગીચામાં મ્હારો—"

"શું તમારો?"

"કાંઇ નહિ, બગીચામાં એક માળી અને ગંગા નામની એક ડોશી છે. મ્હેં તેમની પાસે જઇ કહ્યું, 'શેઠ માટે હું તાજી શાકભાજી લઇ આવ્યો છું!' મ્હારૂં એ વાકય સાંભળી બન્ને જણાં ડાચું વકાસી મ્હારા મ્હોં તરફ જોઈ રહ્યાં. પછી તેમણે

કહ્યું, 'શેઠ ક્યાં છે?! મ્હેં કહ્યું, 'કાલે રાત્રે અમે ઉપરના ઓરડામાં દીવો સળગતો જોયો છે.' ગંગાએ કહ્યું, 'દીવો ક્યાંથી સળગે? એ ઓરડાને તો તાળું વાસેલું છે.' મ્હેં કહ્યું, 'મ્હેં મ્હારી નજરે દીવો સળગતો જોયો છે.' એ વાત સાંભળી ગંગા બેહોશ બની ગઇ. અમે તેના મ્હોં ઉપર પાણી છાંટવા લાગ્યા. શુધ્ધિમાં આવ્યા પછી તેણે કહ્યું, 'શેઠ હયાત નથી! ' મ્હેં પૂછ્યું, 'કેમ શું થયું છે?' ગંગાએ ઉત્તર આપ્યો, 'ત્રણ દિવસથી તેમનું ખૂન થયું છે!' એ વાત સાંભળી મ્હારૂં કાળજું કંપી ઉઠ્યું. મ્હેં પૂછ્યું, 'ગંગા ડોશી તમને આ ખબર કોણે કહી?' તેણે કહ્યું, 'શેઠને પેરથી ખબર આવી છે.' તે દિવસથી રોજ એ ઓરડામાં રાત્રે દીવો સળગે છે. ગંગાએ મ્હને એ ઓરડો બતાવ્યો હતો. તેને તાળું વાસેલું હતું. બારણાં ઘણાં વખતથી બંધ હોય એમ લાગતાં હતાં!"

આટલું બોલી ભીખાએ ભયચકિત ભાવથી પુનઃ બે ત્રણ વખત રામનામનો ઉચ્ચાર કર્યો.

હવે યુવક વિશેષ ગંભીર બન્યો. તેણે પૂછ્યું, "તે દિવસ પછી હમ્મેશાં દીવો તમારા જોવામાં આવે છે કે?"

"હા, હમ્મેશાં જોવામાં આવે છે."

"તે દિવસ પછી કોઇએ એ ઓરડો ઉઘાડયો નથી?"

"ના, કોઈએ ઉઘાડયો નથી એવી મ્હને ચોકકસ ખબર છે."

"બીજા કોઇ રસ્તેથી એ ઓરડામાં જઇ શકાય છે કે?"

"ના."

"માળી તથા પેલી મંગા લોકોને બ્હીવડાવવા તો આમ નહિ કરતાં હોય?"

"ના ઘણી વખત સ્હાંજે તેઓ અમારી પાસે બેસવા આવે છે. એ વખતે બગીચામાં કોઈ હોતું નથી. રાત પડી હોય અને તેઓ અહીં હોય તો પણ ત્યાં દીવો સળગતો દેખાય છે!"

યુવક જમી પરવાર્યો. ચિંતાતુર બની તેણે કહ્યું, "નવાઈ જેવો પ્રકાર છે. હજી પણ દીવો સળગે છે કે?"

એ વખતે વાયુ તથા વૃષ્ટિનું તોફાન નરમ પડયું હતું. હાથ મ્હોં ધોવા માટે યુવક ઝુંપડાની બ્હાર નીકળ્યો. વરસાદ બંધ થયો હતો વાયુ એ વખતે પણ પ્રબળ વેગથી ફુંકાતો હતો. યુવકે રામદાસ શેઠના બંગલા તરફ જોયું તો પેલો દીપક ઉજ્વળ ભાવથી સળગતો તેની નજરે પડયો. થોડી ક્ષણ સુધી તે એ દીવા તરફ જોઈ રહ્યો.

બીજી તરફથી યુવક બ્હાર ગયો કે તરતજ ભીખાની સ્ત્રીએ આવી ભીખાનું અંગ વસ્ત્ર ખેંચ્યું. અજાયબ થઇ, પત્ની તરફ જોઇ ભીખાએ પૂછ્યું, "કેમ શું છે?"

ગૃહિણીએ ઘણા ધીમા અવાજે કહ્યું, "આંખોએ દેખતું નથી કે?"

"કેમ, છે શું!"

"ચહેરો આબેહુબ મળતો છે."

"કોનો?"

આ વખતે યુવકે ઝુંપડામાં પ્રવેશ કર્યો એટલે ભીખાની ધણીઆણી પાછી અંદર ચાલી ગઇ.

'ચહેરો આબેહુબ મળતો છે!'

એનો અર્થ શો? પોતાની સ્ત્રી શું કહેવા ઇચ્છતી હતી એ ભીખો એકાએક વિચારી શકયો નહિ. એવામાં દીપકના પ્રકાશમાં એકાએક યુવકના મુખ ઉપર તેની નજર પડી એટલે તે સમજી શકયો કે, ચહેરો આબેહુબ મળતો છે! તેની નામરજી હોવા છતાં તેનાથી બોલી જવાયું, "ભોગ મળ્યા! ચહેરો આબેહુબ મળતો છે!"

યુવકે આશ્ચર્ય પામી પૂછ્યું, "ભીખાભાઇ! કોનો ચહેરો કોની સાથે આબેહુબ મળતો છે?"

—:o:—

## પ્રકરણ ૨૦ મું

—o—

### ગંગા ડોશી અને હરિદાસ

ભીખો ઉભો ઉભો ધ્રુજતો હતો. તેનો કંઠ રૂંધાઇ ગયો હતો. મહાકષ્ટે અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું, "આપનો-આપનો ચહેરો શેઠના ચહેરાને આબેહુબ મળતો છે."

યુવકે હસીને કહ્યું, "તમે મ્હને ભુત ઠરાવો એવી મ્હારી ઇચ્છા નથી. અને તેથી જ હું ખરી વાત તમને કહું છું. હું રામદાસ શેઠનો પુત્ર છું. મ્હારૂં નામ હરિદાસ છે."

ભીખાએ બન્ને હાથ જોડી કહ્યું, "હજુર! હું પ્રથમ આપને ઓળખી શકયો ન હોતો. આપને ઘણું દુઃખ વેઠવું પડયું છે."

હરિદાસે કહ્યું, "તમે મ્હારી જે સરભરા કરી છે તેથી હું

ઘણો સંતુષ્ટ થયો છું. આજે હું આ ચટાઇ ઉપર જ સુઇ રહીશ. કાલે સ્હવારે મ્હારે બગીચામાં જવું છે. બંગલે જવાના ઇરાદાથી સ્ટેશનેથી પગે ચાલતો નીકળ્યો હતો; પછી અંધકારમાં રસ્તો ભૂલી ગયો હતો. તમે મદદે ન આવી પહોંચ્યા હોત તો આજે મ્હારૂં શું થાત એ હું કલ્પી શકતો નથી."

ભીખાએ હરિદાસને સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું, "હજુરના બાપ અમારા માબાપ હતા."

હરિદાસે કહ્યું, "ભીખાભાઇ! અહીંની અમારી સઘળી જમીનનો વહિવટ કરવાનું કામ આજથી હું તમને સોંપું છું. બેસો, તમારે મુખે હું અહીંની સઘળી હકીકત સાંભળવા ઇચ્છું છું."

હરિદાસની ઓળખાણ પડતાં ભીખો કિંકર્ત્તવ્યમૂઢ બની ગયો હતો. તેના ભાવને સમજી જઇ હરિદાસે કહ્યું, "ભીખાભાઇ એક ઉશિકું આપો; મ્હને બીજું કાંઇ જોઇતું નથી. તમે ખાવા જાઓ. રાત ઘણી વીતી છે. મ્હને પણ હવે ઊંઘ આવે છે."

ભીખો પોતાનું મલિન ઉશિકું શેઠને કેવી રીતે આપે? તે ગુંચાવા લાગ્યો; પરંતુ હરિદાસે તેને આશ્વાસન આપ્યું એટલે તે ઉશિકું લઇ આવ્યો. હરિદાસ ઉશિકે માથું મૂકી સુઇ ગયો. પછી તેણે આગ્રહ કરી ભીખાને ખાવા માટે મોકલ્યો.

અંદર ભીખાની સ્ત્રી રાહ જોતી બેઠી હતી. ભીખો ખાવા બેઠો એટલે તે બોલી ઉઠી, "ત્યારે હવે ઉપાય?"

ભીખાએ આશ્ચર્ય પામી સ્ત્રીના મુખ તરફ જોઇ કહ્યું, "શાનો ઉપાય? શું થયું છે?"

ભીખાની સ્ત્રી વ્યાકુળ ભાવથી ભીખાના મ્હોં તરફ જોઇ

રહી. તેનો ભાવ જોઇ ભીખો પણ ભય પામ્યો. તેણે કહ્યું "કેમ, શું થયું છે. ?"

ગૃહિણીએ અસ્પષ્ટ સ્વરે કહ્યુ, "હમણાં તમે મ્હને કાંઇ પૂછશો નહિ. મ્હારે એકલીને હમણાં જ જવું પડશે"

"એકલીને ક્યાં જવું પડશે ?"

"શેઠના બગીચામાં."

"આવા રાતના વખતે તું બગીચામાં જઇશ ?"

"કોઇ પણ રીતે વિના વિલંબે મ્હારે મ્હારી મા પાસે જવુંજ જોઇએ."

ભીખાના ભેજામાં હવેજ કાંઇક અકકલ આવી. તેને એમ લાગ્યું કે, બગીચામાં એવી કોઇ વસ્તુ હશે કે જે શેઠની નજરે પડે એવી તેમની ઇચ્છા નથી. શેઠ આવી પહોચેલા હોવાથીજ તેની સ્ત્રી અત્યારે બગીચામાં જઇ પોતાની માતાને સાવધાન કરવા ઇચ્છે છે. ભીખાએ વિચાર્યું, "ઉપરના ઓરડામાં બળતા દીવા સાથે તો એમને કાંઇ લાગતું વળગતું નહિ હોય ?" આમ વિચારી તેણે પોતની સ્ત્રીને કહ્યું, "આવી તોફાની રાત્રે તું એકલી ત્યાં જઇ શકીશ નહિ. જે કહેવાનું હોય તે મ્હને કહે એટલે હું ત્યાં જઇ કહી આવું."

ભીખની સ્ત્રીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે કહ્યું, "ના ના, મ્હારા ગયા સિવાય ચાલે તેમ નથી."

છેવટે ભીખો સંમત થયો અને તેણે ફરીથી ફાનસ સળગાવ્યું. ભીખાની સ્ત્રીએ દ્વારની પાછળથી જોયું તો એ વખતે હરિદાસ આરામથી ઊંઘતો જણાયો. પછી તે ઝુંપડાને પાછલે

દરવાજેથી હાથમાં ફાનસ લઇ બ્હાર નીકળી અને ઝડપથી બગીચા તરફ જવા લાગી.

એ વખતે વરસાદ બંધ પડી ગયો હતો. વાયુનું જોર પણ નરમ પડ્યું હતું. ભીખાની સ્ત્રી રસ્તાથી સંપૂર્ણ પરિચિત હતી. બગીચામાં જઇ પહોંચતા તેને કાંઇ અડચણ-નડી નહિ.

ગંગા બગીચાની અંદર એક ઝુંપડીમાં રહેતી હતી તેની પાસે બીજી એક ઝુંપડીમાં માળી રહેતો હતો. માળી બીજો કોઇ નહિ પરંતુ ભીખાની સ્ત્રીનો મામો હતો.

ભીખાની સ્ત્રીએ ઝુંપડીના બારણાને હલાવ્યું એટલે ભય પામી અંદરથી ગંગાએ પૂછ્યું, "બ્હાર કોણ છે?"

ભીખાની સ્ત્રીએ કહ્યું, "ચુપ-ચુપ, હું કાશી છું."

"કાશી! આટલી મોડી રાતે કાશી! શું થયું છે?"

"તું જલ્દી બારણું ઉઘાડ. હું તને સઘળી હકીકત કહું છું."

કાશીની માતા ગંગાએ ઉઠી જલ્દી બારણું ઉઘાડ્યું. કંપતા શરીરે કાશીએ ઝુંપડીમાં પ્રવેશ કર્યો.

કાશીએ અંદર પ્રવેશ કર્યો એટલે ગંગાએ દીવાને સતેજ કર્યો. દીપકના પ્રકાશમાં ઉતરી ગયેલું ચિંતાતુર મ્હોં જોઇ ભય પામી ગંગાએ પૂછ્યું "શુ થયું છે?"

કાશીએ અસ્પષ્ટ સ્વરે કહ્યું, 'આફત આવી પડી છે!"

"શાની આફત?"

"જો ગંભીર આફત ન આવી પડી હોત તો આવી બીહામણી રાત્રે હું એકલી ત્હારી પાસે આવવાની હિમ્મત કરત નહિ. શેઠ—!"

"શેઠ?" આમ કહી ગંગાએ ભયભીત બની આસપાસ નજર ફેરવી.

કાશીએ કહ્યું, "રામદાસ શેઠ નહિ; તેમના પુત્ર હરિદાસ આવ્યા છે!"

ગંગાએ વિશેષ ભય પામી પૂછ્યું, "તેઓ ક્યાં છે?"

"અમારે ઘેર છે."

"તમારે ઘેર છે? ત્યાં કેમ આવ્યા છે?"

જે કાંઇ બન્યું હતું તે કાશીએ ટૂંકમાં તેની માતાને કહી સંભળાવ્યું. એ હકીકત સાંભળી ગંગાનું મ્હોં લેવાઇ ગયું. કંપતા કંઠે તેણે કહ્યું, "ત્હારે તેઓ છુપી વાત જાણી શકયા છે કે?"

કાશીએ કહ્યું, "ત્હારા આ પ્રશ્નનો ઉત્તર હું કેવી રીતે આપી શકું? કદાચ એ છુપી વાત તેઓ નહિ જાણી શકયા હોય. મ્હારા માટીડાએ દીવાની વાત એમને કહી છે."

"ત્યારે તો તેઓ કદાચ આ બગીચા અને બંગલાની તપાસ કરવા આવશે. પહેલાં તેઓ કદાપિ અહીં આવ્યા નથીઃ મ્હોટા શેઠ અત્રે કોઇને પણ લઇ આવતા નહોતા."

"દીવાની વાત સાંભળેલી હોવાથી તેઓ બગીચા અને બંગલાની તપાસ કરવા જરૂર આવશે. તું હમણાંજ જઇ એને ખબર આપ. અત્યારથીજ સાવધાન થવાની જરૂર છે."

"જો એ અહીં બહુ દિવસ રહેશે તો હું શું કરીશ?! એમ થશે તો હું ગાડી બની જઇશ." ગંગાએ કહ્યું

"મા! તું આમ ન બોલ. જો તું સાવધાન રહીશ તો કોઇ કાંઇ જાણી શકશે નહિ. જ્યાં સુધી નવા શેઠ અહીં રહે ત્યાં

સુધી તું એ માણસને કોઈ પણ રીતે ઘરમાંથી બ્હાર નીકળવા દઈશ નહિ." કાશીએ સહજ સ્વસ્થ થઈ કહ્યું.

"દીકરી, મ્હારૂં ભેજું ઠેકાણે નથી. તું મ્હારી પાસે રહે."

"ના, એમ કરવું વ્યાજબી નથી. નવા શેઠ કાલે સ્હવારે મ્હને અહીં જુએ તો શું ધારે? હું કોણ છું એ કાલે તેઓ જાણી શકશે. પછી તેઓ જો વિશેષ દિવસ સુધી અહીં રહેશે તો હું ત્હારી પાસે આવીને રહીશ."

"આટલી મોડી રાત્રે તું એકલી કેવી રીતે પાછી જઇ શકીશ?"

કાશીએ સહજ હસીને કહ્યું, "જેવી રીતે આવી છું તેવી રીતે પાછી જઈશ. વળી હું અહીં આવી છું એમ જો તેમને ખબર પડે તો બધું કામ બગડે તેમ છે. મ્હારે ઘણી ઝડપથી પરત જવું જોઈએ."

આમ કહી ઉત્તરની રાહ નહિ જોતાં કાશી ત્વરિત ગતિથી પાછી ચાલી ગઇ.

હરિદાસ એમાંનું કાંઈ જાણી શકયો નહિ. તે વિશેષ થાકી ગયેલો હોવાથી ઘસઘસાટ ઊંઘતો હતો. સ્હવારે જ્યારે સૂર્યનો તડકો તેના મ્હોં ઉપર પડયો ત્યારેજ તેની ઊંઘ ઉડી ગઇ. તે ચમકીને બેઠો થયો. પોતે કયાં આવી ચઢયો છે એ પ્રથમ તો તે નકકી કરી શકયો નહિ. અજાયબીથી તે ચારે તરફ જોવા લાગ્યો. પછી યથાક્રમે ગઈ રાતની સઘળી વાત તેને યાદ આવી. બીજાની ચટાઇ તથા ઉશિકું જોઇ તેણે મૃદુ હાસ્ય કર્યું.

હરિદાસ બ્હાર નીકળ્યો તો બીબો તેને માટે દાતણ પાણી તથા રૂમાલ લઇ ઉભો રહેલો તેની નજરે પડયો. નવા શેઠ

પોતાની ઝુંપડીમાં આવી ઊંઘી રહ્યા છે એ વાત સહુને જણાવવામાં ભીખાએ ગફલત કરી નહોતી. ગામના બધા માણસો ભીખાના આંગણામાં એકઠાં થયાં હતાં. હરિદાસ બહાર નીકળ્યો એટલે એ સઘળા માણસોએ પોતાના નવા જમીનદારને પ્રણામ કર્યાં.

હરિદાસ એ દેખાવ જોઈ ઘણો આનંદ પામ્યો. તેણે સહુના તરફ સ્નેહ ભાવ દર્શાવ્યો. દંતશુધ્ધિ કરી રહ્યા પછી એક વાડકી ગરમ તાજું દૂધ પી હરિદાસે સઘળા માણસોની સાથે વાતચિત કરી તેમને સંતુષ્ટ કર્યા. હરિદાસના સરળ સ્નેહમય વ્યવહારથી સહુને અતિશય આનંદ થયો.

પછી હરિદાસ બગીચામાં જવા તૈયાર થયો એટલે બીજા લોકો પણ તેની સાથે જવા તૈયાર થયા. હરિદાસે આડું અવળું સમજાવી તેમને પોતાની સાથે નહિ લઇ જતાં વિદાય કરી દીધા. પછી તે એકલો બગીચા તરફ જવા લાગ્યો. એ વખતે વૃષ્ટિ નહોતી. આકાશ પણ સ્વચ્છ થઇ ગયેલુ હોઇ સૂર્યકિરણોથી પ્રકૃતિદેવીએ મનોરમ રૂપ ધારણ કર્યું હતું.

લગભગ અડધા માઇલ જેટલો માર્ગ વટાવી હરિદાસ બગીચાના પ્રવેશદ્વાર નજીક જઇ પહોચ્યો. પ્રવેશદ્વાર આગળ કેટલાંક વૃક્ષોને એ વખતે ગંગા પાણી પાતી હતી. હરિદાસે અંદર પ્રવેશ કરી પૂછ્યું, "ત્હારૂં નામજ ગંગા કેને?"

"હા, હજુર."

"ત્હારી સાથે પ્રથમ કદાપિ મ્હારી મુલાકાત થઇ નથી; છતાં ત્હે મ્હારી વાત સાંભળી હશે કે, હું રામદાસ શેઠનો પુત્ર હરિદાસ છું!"

આ શબ્દો સાંભળી ગંગા આશ્ચર્યચકિત બની જશે એમ હરિદાસે ધાર્યું હતુ; પરંતુ ગંગાએ સ્થિર ભાવથી કહ્યું, "શેઠ! આપનું મ્હોં જોતાંજ એ વાત જાણી શકાય તેમ છે. મ્હોટા શેઠનો અને આપનો ચહેરો આબેહુબ મળતો છે. આપ અંદર પધારો. મ્હોટા શેઠ બગીચા તથા બંગલાની બિલ્કુલ સંભાળ લેતા નહોતા. હું એકલી આ જાત શું કરૂં. ફક્ત એક માળી આટલો મ્હોટો બગીચો સંભાળી શકે ખરો કે? જુઓને, બાગની દશા કેવી ખરાબ થઈ ગઇ છે!"

હરિદાસે જોયું કે, ગંગાનું કહેવું કાંઇ ખોટું નહેતું. બંગલા તથા બગીચાની સ્થિતિ શોચનીય થઈ ગઈ હતી. એની સ્થિતિ જોતાં એમાં કોઇ માણસ વિશેષ દિવસ સુધી રહી શકે એમ લાગતું નહોતું.

હરિદાસે પૂછ્યું, "બાપા જ્યારે અહીં આવતા ત્યારે તેઓ ઉપલે માળે રહેતા હતા કે?"

ગંગાએ ઉત્તર આપ્યો, "હા, ઉપલે માળે બે ખંડ રહેવા જેવા છે."

"બંગલાની આવી દુર્દશા થઇ હશે એમ હું જાણતો નહોતો."

"સંભાળ રાખવામાં ન આવે તો આમજ થાય."

એકાએક હરિદાસે ગંગાના મુખ તરફ જોઇ કહ્યું, "ત્હારૂં મ્હોં જોતાં બીજા એક માણસનું મ્હોં યાદ આવે છે!"

ગંગાએ કહ્યું, "હજુર! આપ ભીખાની સ્ત્રી કાશીની વાત કરો છો કે?"

"હા."

"તેની સાથે ત્હારો કાંઇ સંબંધ છે?"

"એ મ્હારી દીકરી થાય છે."

"ઠીક, ત્યારે તો તું દીકરી અને જમાઈની નજીકમાં જ રહે છે. આવી જગ્યાએ તું એકલી કેવી રીતે રહી શકતી હોઇશ એ હું વિચારી શકતો ન હતો."

"કાશી મ્હારી એકની એક દીકરી છે. દીકરી અને જમાઈ નજીક રહેતાં હોવાથી મ્હને ભય શો છે? મ્હોટા શેઠની મ્હારા ઉપર ઘણી મહેરબાની હતી."

"એ બધું હું જાણું છું. મ્હારી કારકીર્દીમાં પણ તને કોઇ દુઃખ નહિ અનુભવવું પડે. હવે ચાલ, મેડા ઉપર જઇ તપાસીએ. બાપા જે ઓરડામાં રહેતા હતા એ ઓરડામાંજ હું રહીશ."

ગંગાએ એક તાકામાંથી એક કુંચી લઇ લીધી. હરિદાસે જોયું કે, એ કુંચી ઉપર ધુળ લાગેલી હતી. ઘણા વખતથી કોઈએ એ કુંચીને અડકયુ હોય એમ લાગતું ન હોતું ગંગાએ કહ્યું, "મ્હોટા શેઠની ગેરહાજરીમાં એ ઓરડો ઉઘાડવામાં આવ્યો નથી"

પછી હરિદાસ ગંગાની સાથે ઉપર ગયો. ખરી રીતે બંગલો ઘણે સ્થળેથી ભાંગી તુટી ગયો હતો. રહેવા લાયક એક પણ ખંડ ન હેતો! છતાં જે ખંડના દ્વાર આગળ ગંગા જઈને ઉભી રહી તે ખંડ બીજા કરતાં કંઈક સારો જણાયો.

બારણાં ઉપર તાળું વાસેલું હતું. બારણાં પણ ઘણાં મજબૂત હતાં. હરિદાસે બારણાંની બરાબર તપાસ કરી પૂછ્યું, "આ તાળાની બીજી કોઇ કુંચી છે કે?"

ગંગાએ માથું ધુણાવી કહ્યું, "ના બીજી કુંચી કયાંથી હોય? આ એકજ કુંચી છે."

"ત્યારે તો બાપાના આવી ગયા પછી આ તાળું બંધ હોવું જોઇએ !"

"હા, હજુર."

હરિદાસે સૂક્ષ્મ દૃષ્ટિથી પુનઃ ચો તરફ જોઈ કહ્યું, "અંદરના ઓરડામાં રોજ રાત્રે દીવો સળગે છે એ વાત તો ત્હેં સાંભળી હશે ?"

"હા, ગામના લોક એમ કહે છે ખરા. તેઓ ભૂતના ભયથી અસ્થિર બની ગયા છે."

"પરંતુ કાલે રાત્રે મ્હેં મ્હારી નજરે અહીં દીવો સળગતો જોયો છે. એ સંબંધી તું શું કહે છે ?"

"હજુર ! હું આકાશ પ્રદીપ કરૂં છું, તે કદાચ આપે જોયો હશે."

"કાલે પણ આકાશ પ્રદીપ કર્યો હતો ?"

"હા, હજુર."

"ઠીક છે, હવે તાળું ઉઘાડ. અંદરની સ્થિતિ કેવી છે તે હું જોઉં."

વળી કાંઇ યાદ આવતાં હરિદાસે કુંચી પોતાના હાથમાં લઇ તાળું ઉઘાડ્યું. બારણું ઉઘાડતાં કેટલાક કરોળીઆનાં જાળાં છિન્ન થઇ ગયાં. ઘણા કાળની ધૂળથી ઢંકાયલાં બારણાં ઉઘાડી હરિદાસે કહ્યું, "આ ઓરડો ઘણા વખતથી બંધ હોય એમ લાગે છે."

હરિદાસ અંદર જઇ ઓરડાને લક્ષ્યપૂર્વક તપાસવા લાગ્યો. એ ઓરડામાં વિશેષ સરસામાન ન હોતો. એક પલંગ, એક

ખાનાવાળું ટેબલ અને ચાર પાંચ ખુરસીઓ ઉપરાંત વિશેષ કાંઈ ત્યાં ન હોતું. હરિદાસને એ ઓરડો ધ્યાનથી જોતો જોઈ ગંગાએ પૂછ્યું, "આપ અહીં વિશેષ દિવસ સુધી રહેવાના છો કે?"

હરિદાસે કહ્યું, "ના, હું આપના કેટલાક કમળપત્રો શોધવા આવ્યો છું એ પત્રો કદાચ અહીંથી મળી આવશે એમ મ્હને લાગે છે."

હરિદાસ અત્રે રહેવાનો નથી સાંભળી ગંગા ખુશી થઈ; હરિદાસ તેની ખુશાલી જોઈ શકે નહિ એ હેતુથી તેણે બીજી દિશા તરફ મ્હોં ફેરવ્યું. પછી તેણે કહ્યું, "ત્યારે હું આપના ભોજનનો બંદોબસ્ત કરૂં કે?"

હરિદાસે તેના તરફ જોયા સિવાય કહ્યું, "ભલે, કર."

—:o:—

## પ્રકરણ ૨૧ મું

—:o:—

### ગુપ્ત પ્રેમપત્રો.

ગંગા ચાલી ગઈ એટલે હરિદાસે એ ઓરડાનાં બારણાં પૂરતી સંભાળથી બંધ કરી દીધાં. પછી તે પોતાના મન સાથે વિચારવા લાગ્યો, "આ ગંગાડોશીના પેટમાં કાંઈ પાપ હોય એમ લાગે છે! ઓકાએક મ્હને અત્રે આવેલો જોઈ તે સહજ પણ આશ્ચર્ય પામી નથી. હું આવવાનો છું એમ જાણે કે તે અગાઉથી જ કેમ ન જાણતી હોય! પછી દીવાની વાત કાઢતાં તેનું મ્હોં ઉતરી ગયું હતું; આમ છતાં આકાશ પ્રદીપની વાત કાઢી તેણે દીવાની

વાત ઉડાવી દેવાનો પ્રયત્ન કર્યો છે. હું વિશેષ સમય સુધી અહીં રહેવાનો નથી એમ સાંભળી તે ખુશી થઇ છે. આ ઠેકાણે આ પાડોશીમાં પણ કાંઇ છુપું રહસ્ય હોય એમ જ મ્હને લાગે છે. ગમે તેમ હો, એ વિષયનો ચોક્કસ નિર્ણય કર્યા સિવાય હું અહીંથી ખસવાનો નથી."

વિચારમગ્ન ચિત્તે હરિદાસ થોડા સમય સુધી ઉભો રહ્યો. પછી ધીમે ધીમે તેણે આલમારી પાસે જઇ તે ઉઘાડી. તેની અંદર ઘણા કાગળ પત્રો હતા. રામદાસ શેઠના હાથના લખેલા ઘણા પત્રો પણ એમાં હતા; છતાં એ પત્રો વિષય સંપત્તિને લગતા હતા, હરિદાસ કાંઇ એ પત્રો માટે અહીં આવ્યો ન હતો.

આલમારીમાંથી કાંઇ મળી નહિ આવવાથી હરિદાસ ટેબલ પાસે જઇ તેનાં ખાનાં એક એક ખોલવા લાગ્યો. તેમાં પણ માલ મિલકતને લગતા જ પત્રો હતા.

ટેબલના એક ખાનાની અંદર બીજું એક ન્હાનું ખાનું હતું. હરિદાસ ઘેરથી કુંચીઓનો જે મ્હોટો ઝુમખો લઈ આવ્યો હતો તેમાંની કોઇ પણ કુંચી એ ખાનાને લાગી નહિ. તે ચિંતાતુર બની ગયો. એ છુપું ખાનું ઉઘાડવું તેને માટે ઉચિત હતું કે? કદાચ તેના પિતાના ગુપ્ત પત્રો એ ખાનામાં હોય તો ખાનું ઉઘાડી એ પત્ર વાંચવાનું તેને માટે વ્યાજબી હતું કે?

પરંતુ રાવ બહાદુર રામદાસ શેઠના ખૂનમાં ગંભીર રહસ્ય સમાયલું હતું. એ રહસ્યને લીધે પિતાના ખૂનીને શોધી કાઢી તેને ફાંસીએ ચઢાવવાનો હરિદાસે દૃઢ નિશ્ચય કર્યો હતો. શત્રુને દંડ કરાવ્યા સિવાય તે ક્ષણકાળ માટે પણ શાન્તિ મેળવી શકે તેમ ન હોતો.

ખીસ્સામાંથી ચપ્પુ બ્હાર કાઢી હરિદાસે એ છુપા ખાનાની કળ તોડી નાખી. ખાનું ઉઘડ્યું. એ ખાનામાં લાલ દોરીથી બાંધેલાં કેટલાક કાગળોનું એક બંડલ હતું. એ કાગળો ઘણા જુના વખતના હતા એમ દોરી તથા કાગળો જોતાં સાફ જણાતું હતું.

હરિદાસ એકાએક એ બંડલને અડકવાની હિમ્મત કરી શક્યો નહિ તેનું હૃદય જોરથી ધમકવા લાગ્યું. પિતાના ગુપ્ત કાગળો જોવા એ પુત્રનો ધર્મ છે કે? તે ઘણા સમય સુધી ચુપકીદીથી બેસી રહ્યો પછી હૃદયમાં હિમ્મત લાવી તેણે એ બંડલ ઉંચકી લીધું. તે એ બંડલને આડું અવળું ફેરવી જોવા લાગ્યો. ઉપરનો કાગળ તદ્દન સાદો હોઈ એમાં કાંઈ લખેલું નહોતું.

કંપતા હાથે હરિદાસે દોરી છોડી તથા ઉપરનો કાગળ કાઢી નાખ્યો એટલે એક ફોટા ઉપર તેની નજર પડી. એ ફોટોગ્રાફ ઉપર તેના પાડનારનું નામ ન હોતું, તેથી એ ફોટો ક્યાં પડાવવામાં આવ્યો હતો તે જાણવાનો ઉપાય ન હોતો. એ ફોટામાં બે માણસ હતાં. ફોટો જોતાં તે ઘણાં વર્ષો પૂર્વે પડાવ્યો હતો એમ સાફ સમજી શકાતું હતું. ફોટો વિવર્ણ થઇ ગયેલો હોવા છતાં અંદરની માનવ મૂર્તિઓનાં મુખ વિવર્ણ થયાં નહોતાં.

ફોટામાં એક પુરૂષ હતો અને બીજી સ્ત્રી હતી. પુરૂષ મૂર્તિ જોતાંજ તે પોતાના પિતાની યૌવનકાળની પ્રતિમૂર્તિ છે એમ હરિદાસ સમજી શક્યો. જે વખતે ફોટો પડાવવામાં આવ્યો હતો એ વખતે તેમની ઉમર ચોવીસ પચીસ વર્ષની હોય એમ લાગતું હતું!

પેલી સ્ત્રી કોણ હતી? એ સ્ત્રીને હરિદાસે પહેલાં કદાપિ જોઇ નહોતી. એની ઉમ્મર ચૌદ પંદર વર્ષની લાગતી હતી. ફોટામાંનું તેનું મુખ જોતાં તે અત્યંત રૂપલાવણ્યવતી હોય એમ લાગતું હતું. એ સ્ત્રી કોણ હશે?

બંડલમાં આઠ દશ પત્રો હરિદાસના જોવામાં આવ્યા. એ સઘળા પત્રો સ્ત્રી જાતિએ લખેલા હતા. એ પત્રો વાંચવા કે કેમ એ વિષયનો હરિદાસે પુનઃ ઘણા સમય સુધી વિચાર કર્યો. અંતે તેણે વિચાર્યું, "આ સઘળા પત્રો મ્હારે વાંચવાજ જોઇએ. કદાચ એમાંથી પિતાના ખૂનનો છુપો ભેદ ઉકલશે" આમ વિચારી હરિદાસ એકેએક એ પત્રો વાંચવા લાગ્યો. એ સઘળા પ્રેમ પત્રો હતા. સઘળા પત્રોની નીચે લેખિકાએ સરલા નામ લખ્યું હતું. કેવળ એક પત્રની નીચે તરલાનું નામ હતું.

એક પત્ર હરિદાસે બે ત્રણ વખત વાંચી જોયો તે નીચે પ્રમાણે હતો.—

"પ્રિયતમ!"

ત્રણ દિવસ પછી તમે અહીં આવવાના છો જાણી મ્હારા મનની કેવી સ્થિતિ થઇ છે એ તમે સમજી શકતા નથી કે? અંતરના આનંદથી હું લગભગ ગાંડા જેવી બની ગઇ છું. અમે આ નિર્જન મકાનમાં કોઇ પણ રીતે છુપાઇ રહ્યાં છીએ. બાપાજીનું શરીર સારૂં નથી. તરલાનો પણ હવે મ્હારા તરફ પ્રથમના જેવો પ્રેમ જોવામાં આવતો નથી. નજીવા કારણથી તે મ્હારી સાથે કલહ કરે છે. તેની એવી ધારણા છે કે, તમે તેનેજ ચાહો છો. મ્હેં તમને ભુલાવ્યા છે એમ વિચારી તે મ્હારા તરફ

હવે વિષદષ્ટિથી જુએ છે. પ્રિયતમ! તમે તરલાને ખરી રીતે ચાહતા હતા કે? તરલા રોજ મ્હારી સાથે ઝઘડો કરે છે.

બીજી એક વાત કર્ત્તવ્ય બુધ્ધિની પ્રેરણાથી હું તમને જણાવું છું. તમે અમને મદદ કરો છો એ આનંદની વાત છે; પરંતુ બાપાજીના સ્વભાવની મુશ્કેલી દૂર થતી નથી. આવી સ્થિતિમાં તેમને પૈસા આપવા એ પૈસા પાણીમાં નાખી દેવા જેવું છે. જેમ બને તેમ જલ્દી આવો. એક ક્ષણનો પણ વિલંબ કરશો નહિ. ચાતક જેવી અધીરતાથી ચંદ્રની રાહ જુએ તેવીજ અધીરતાથી હું તમારી રાહ જોઉં છું."

બીજો એક પત્ર પણ હરિદાસે બે ત્રણ વખત વાંચી જોયો. તેમાં લખ્યું હતું કે:

"કાલે સંધ્યાકાળે મ્હારી બ્હેન તરલાનું મૃત્યુ થયું છે. તમને ખબર પહોંચાડવા તેણે મ્હને વારંવાર કહ્યું હતું; પરંતુ ખબર પહોંચાડવા છતાં તમે આવી શકશો નહિ વિચારી મ્હેં તમને વિરક્ત કરવાનું વ્યાજબી ધાર્યું નથી. તરલા મ્હને જે વાત કહી ગઇ છે તે તમે મ્હારી પાસેથી કદાપિ સાંભળી શકશો નહિ; છતાં એટલું તમે જાણી રાખજો કે, જેવી રીતે હું તમને રાત દિવસ શાપ આપુ છું તેવી રીતે તે પણ મરતાં પહેલાં તમને શાપ આપી ગઈ છે. લિ. તરલા."

બીજો એક પત્ર હતો. એ પત્રમાં બંડલની છેક નીચેના હસ્તાક્ષર હરિદાસના પિતાના હોઇ તેમાં તેમણે લખ્યું હતું કે, "આજે નાશિકમાં રામલાલને ઘેર છુપી રીતે મ્હારી સાથે સરલાનો વિવાહ થયો. ગોર અને રામલાલ સિવાય એ સ્થળે

બીજું કોઇ હાજર ન હોતું. આ વિવાહની વાત કોઇ જાણી શકશે નહિ. યથા સમયે સરલાને હું મ્હારી સ્ત્રી તરીકે દેશમાં લઇ જઈશ. "

હરિદાસે જોયું કે, એ પત્રમાંની તારીખ ત્રીસ વર્ષ પહેલાંની હતી. ત્રીસ વર્ષ પહેલાં તેના પિતાએ છુપી રીતે સરલા સાથે નાશિકમાં વિવાહ કર્યો હતો; પરંતુ છુપી રીતે વિવાહ કરવાનું કારણ શું ?

હરિદાસનું મગજ ભમતું હતું. ઘણા સમય સુધી બન્ને હાથથી માથું દબાવી તે બેસી રહ્યો. જે ભેદ જાણવાની તેની ઈચ્છા હતી તે એ પત્રોમાંથી જણાયો નહિ. ત્રીસ વર્ષ પહેલાં રામદાસ શેઠે સરલા નામની સ્વરૂપવતી બાળિકા સાથે વિવાહ કર્યો હતો. એ સરલા વિવાહ થયા પછી થોડા દિવસે મૃત્યુ પામી હતી એ સઘળી ઘણાં વર્ષો પહેલાંની વાત હતી. ત્રીસ વર્ષ પછી એ વિવાહ માટે કોઇ રામદાસ શેઠનું ખૂન કરે એ તદ્દન અશક્ય હતુ. એ સઘળા પત્રો વાંચ્યા પછી હરિદાસનું હૃદય તેને ડંખવા લાગ્યું હતું. પોતે એ પત્રો ન વાંચ્યા હોય તો સારૂ એમજ હવે તેને લાગતું હતું.

થોડા સમય સુધી હરિદાસે એ ખંડમાં આંટા માર્યા એવામાં તેની નજર નીચે પડેલા એક કવર ઉપર પડી એ કવર ઉંચકી લઇ તેણે જોયું એટલે તે એકાએક ચમકી ઉઠયો. કવર ઉપર ગઈ કાલની તારીખની પોષ્ટની છાપ હતી. તેના ઉપર રઘુનાથનું નામ હતું. રામદાસ શેઠનો બંગલો ધનગાવ એવું ઠેકાણું પણ ઉપર લખેલું હતું. હરિદાસ પોતાના મન સાથે

વિચારવા લાગ્યો, "ગઈ કાલે પોષ્ટમાં આવેલું કવર છે! રઘુનાથ! ત્યારે તો રઘુનાથ નામનો કોઇ માણસ આ ખંડમાં રહેતો હોવો જોઈએ; ભૂતની વાત તદ્દન ખોટી છે. ગંગાએ અકૃશ પ્રદીપની જે વાત કહી છે તે પણ ખોટી છે. આ રઘુનાથ કોણ હશે? એ માણસ આટલામાં છુપાઈ રહેલો હોવો જોઇએ; નહિ તો ગઇ કાલેજ તેના ઉપર જે પત્ર આવ્યો છે તેનું કવર આ ખંડમાં કયાંથી હોઈ શકે?"

આ વાત ગંગાને ખુલ્લી રીતે કહેવાનું હરિદાસને વ્યાજબી લાગ્યું નહિ. બહાર વરંડામાં જઇ તેણે હાક મારી. ગંગા ડોશી હંફતી હાંફતી તેની પાસે આવી પહોંચી

હરિદાસે મૃદુ હાસ્ય કરી કહ્યું, "ગંગા ડોશી, રસોઇનું શું કર્યું?"

"બધી વ્યવસ્થા કરી છે. મ્હારો જમાઇ નાજી શાકભાજી, દૂધ વગેરે આપી ગયો છે."

"બહુ સારું હવે હું તને એક વાત પૂછું છું. બાપા વારંવાર એમ કહેતા હતા કે, આ બંગલામાં એક ચોર ઓરડી તથા સુરંગનો એક રસ્તો છે. આ સંબંધી તું શું જાણે છે?"

હરિદાસ તીક્ષ્ણ દૃષ્ટિથી ગંગા ડોશીના મ્હો તરફ જોઈ રહ્યો હતો. ગંગાએ મહા મુશ્કેલીએ પોતાના મુખ ભાવને અવિચલિત રાખ્યો હોય એમ હરિદાસે જોયું. આમ છતાં તેનો કંઠ સ્વર કંપતો હતો. તેણે કહ્યું, "હું એમાનું કાંઇ જાણતી નથી."

"પરંતુ બાપાજી વારંવાર એમ કહેતા હતા!"

"મ્હેં તો એ સંબંધી કાંઇ સાંભળ્યું નથી."

"ત્યારે એ વાત કદાચ તેઓ એકલાજ જાણતા હશે."

"એમ પણ હોઇ શકે. હું હવે રસોઇની ખબર કાઢું."

"બેલાશક જા."

"રાત્રે અહીં રોકાશો કે?"

"ના, હું આજે સંધ્યાકાળે ચાલ્યો જઇશ."

"ઘણો પ્રયત્ન કરવા છતાં ગંગા ડોશી પોતાના માનસિક આનંદને સર્વાંશે છુપાવી શકી નહિ હરિદાસે તે તરફ જોયું ન જોયું કર્યું. ગંગાના ચાલ્યા ગયા પછી તે પાછો પેલા ખંડમાં જઇ બરાબર તપાસ કરવા લાગ્યો. એ ઓરડામાં આવવાનું કેઇ છુપું બારણું અવશ્ય હોવું જોઇએ એવી તેની ખાત્રી થઈ હતી. એ છુપા બારણેથી રાત્રે કોઇ આવી એ ખંડમાં રહેતું હોવું જોઈએ. ચોતરફની દિવાલ ધ્યાનથી તપાસવા છતાં કાંઇ પત્તો લાગ્યો નહિ. ચિંતાતુર ચિત્તે હરિદાસ એ ઓરડાનાં બારણાં બંધ કરી, તાળું વાસી બંગલામાં બ્હાર નીકળ્યો. ગંગા ડોશી પાસે જઇ તેણે કહ્યું "એ ખંડમાં બાપાજીના ઘણા જરૂરી કાગળ પત્રો હોવાથી તેની કુંચી હું મ્હારી સાથે લઈ જઇશ."

ગંગાનું મ્હોં સુકાઇ ગયું કંપતા કંઠે તેણે કહ્યું, "મ્હારી પસે હશે તો પણ કુંચી ખોવાશે નહિ

"ના, એ કામળો ઘણા જરૂરી હોવાથી કુંચી હું મ્હારી પાસેજ રાખીશ."

"જેવી આપની મરજી."

હરિદાસ સમજી ગયો કે, કુંચી તે પોતાની પાસે રાખે એ

ગંગાને ગમતું નહોતું. તેનો સદેહ ઘણો વધી ગયો. બંગલાનું રહસ્ય, દીવાનું રહસ્ય અને ગંગા ડોશીનું રહસ્ય ઉકેલ્યા સિવાય ત્યાંથી નહિ ખસવાનો તેણે નિશ્ચય કર્યો.

પછી હરિદાસ સ્નાન આહારાદિ કરી લઈ બાગીચો તપાસવા લાગ્યો. કોઈ ગુપ્ત ગૃહ અગર સુરંગનો રસ્તો છે કે કેમ એ તપાસવાનોજ તેનો ઉદ્દેશ હતો. આખો દિવસ તપાસ કરવા છતાં તે કાંઈ જોઈ શક્યો નહિ. છેવટે તે બંગલામાંના પેલા ખંડમાં જઈ કાગળપત્રો લઇ, તાળું વાસી પાછો ગંગા પાસે આવ્યો અને કહ્યું, "રહાજ પડી છે. હું હવે જાઉં છું."

આમ કહી ગંગાના હાથમાં દશ રૂપિયાની એક નોટ આપી તે ચાલી નીકળ્યો. પોતાની સાથે તે કાંઇ સરસામાન લાવ્યો નહોતો.

—:◎:—

## પ્રકરણ ૨૨ મું

—:०:—

## ભૂતનો ભાઇ કે ભિખારી?

હરિદાસ સ્ટેશન તરફ નહિ જતાં એક નિર્જન સ્થળે જઈ ઘણા સમય સુધી બેસી રહ્યો. જ્યારે રાત્રિના અંધકારનો વસુંધરા ઉપર વિસ્તાર થયો અને બંગલાના પેલા ખંડમાં દીવો સળગેલો જોયો ત્યારે તે સફાળો ઉઠી ઉભો થયો. વિસ્મિત ભાવથી ઘણા સમય સુધી તે એ દીવા તરફ જોઇ રહ્યો. પછી તે ઘણી ઝડપથી બંગલા તરફ જવા લાગ્યો.

ગંગાની મા નિશ્ચિંત મને પોતાની ઝુંપડીમાં બેસી કંથા સીવતી હતી. હરિદાસના ચાલ્યા ગયા પછી તેના માથા ઉપરનો ગંભીર બોજો જાણે કે હલકો થઇ ગયો હતો. હરિદાસ હતો ત્યાં સુધી તેનું ભેજું જ ઠેકાણે નહોતું. મહાકષ્ટે તેણે પોતાના મનનો ભાવ છુપાવી રાખ્યો હતો. હરિદાસ વિશેષ સમય સુધી રોકાયો હોત તો ગંગાની કેવી સ્થિતિ થાત એ કલ્પી શકાય તેમ નથી.

ગંગા નજીકમાં કોઈનાં પગલાંનો અવાજ સાંભળી એકાએક ચમકી ઉઠી, જાણે કે તેનો શ્વાસ બંધ થઈ જતો આવ્યો. તે નિર્જીવ પુતળી જેવી સ્થિર થઇ ગઇ. તેનું સર્વાંગ પસીનાથી ભીંજાઈ ગયું. પછી તેનું આખું શરીર થર થર કંપવા લાગ્યું. તેની સ્હામે હરિદાસ ખડો થયો હતો !

હરિદાસે ધીમે ધીમે અતિ ગંભીર ભાવથી કહ્યું " ગંગાડોસી ઉપરના ખડ સંબંધી ત્હેં મ્હને તદ્દન ખોટી હકીકત કહી છે. એ ખંડમાં હજી પણ કોઈ માણસ રહેલો છે, એ કોણ છે તે હું જોઈશ."

ગંગા જાણે કે સંજ્ઞાહીન બની જઇ બેઠી હતી. હરિદાસનાં ઉપરોક્ત વચન સાંભળી તે શુધ્ધિમાં આવી. ભયભીત દૃષ્ટિથી તેણે હરિદાસનાં મ્હોં તરફ જોયું તો એ મ્હોં ઉપર દૃઢતા દેખાતી હતી. હરિદાસનાં નેત્રોમાંથી જાણે કે અસ્વાભાવિક તેજ નીકળતું હતું. તેના હાથમાં એક પિસ્તોલ હોઇ દીવાના ઝાંખા પ્રકાશમાં તે ઝગમગી રહી હતી.

એકાએક ગંગાએ હરિદાસના ચરણોમાં ઢળી પડી ગદ્‌ગદ્ કંઠે કહ્યું, "હજૂર ! આપ મ્હારૂં કહેવું માનો. હું પ્રથમથી જ આપને

ચેતાવું છું. આજે આપે જે કામ કર્યું છે તે બદલ આપને હમ્મેશાં પસ્તાવો કરવો પડશે."

આ શબ્દો સાંભળી સહજ પણ ડગ્યા સિવાય હરિદાસે કહ્યું, "જો કદાચ મ્હારૂં મરણ નિપજે તોપણ તેની ચિંતા નથી. હમણાં જ હું એ ઓરડામાં જઈશ. જો કોઈ પણ વાત છુપી હોય તો તે મ્હારાથી છુપાવી રહે સારૂં કર્યું નથી. ઉઠ, મ્હારા પગોમાં પડવાથી કાંઈ વળવાનું નથી."

ગંગાએ પોતાના બન્ને હાથથી હરિદાસના બન્ને પગ પકડી રાખ્યા હતા. હરિદાસે થોડું જોર અજમાવી પોતાના પગ છોડાવી લીધા. પછી ગંગા એક હાય પોકારી બેહોશ બની ગઈ. તેની બૂમનો બંગલામાંથી પડઘો પડ્યો.

હરિદાસ દીવો ઉચકી લઈ બંગલા તરફ દોડ્યો. ગંગડોશીની બૂમ સાંભળવામાં આવી હશે તો છુપાઈ રહેલો માણસ નાસી જશે એવો તેના મનમાં ભય હતો. ઉપરના ઓરડામાં ગમે તે માણસ છુપાઈ રહ્યો છે એવી તેના અંતરની ખાત્રી થઈ ચુકી હતી. આજે કોઈ પણ પ્રકારે તેણે એ માણસને જોવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો.

ઝડપથી તે પેલા ઓરડા નજીક ગયો તથા તાળું ખોલી નાખ્યાં, બારણાં ઉઘાડી હાથમાં પિસ્તોલ લઈ તેણે અંદર પ્રવેશ કર્યો.

ટેબલ ઉપર એક દીવો બળતો હતો. આખા ઓરડામાં તમાકુની તીવ્ર ગંધ ફેલાયેલી હતી, આમ છતાં એ ઓરડામાં કોઈ ન હતું. કોઈએ એ ઓરડામાં થોડા વખત પહેલાં તમાકુ

પીધી હતી એમાં સહજ પણ સંદેહ નહોતો. હરિદાસે એ ઓર-ડાને ધ્યાનથી જોયો તો એક બાજુની જમીન સહજ ઉપસેલી જણાઇ. એ સ્થળે વિશેષ તપાસ કરતાં ત્યાં એક ગુપ્ત દ્વાર આવેલું નજરે પડયું. વિના વિલંબે હરિદાસે એ દ્વારને ઉચકી ખુલ્લું કર્યું ત્યાં નીચે ઉતરવાની લોખંડની સીડી હતી. નીચેના ભાગમાં ભયંકર અંધકાર હતો.

આમ છતાં હરિદાસ સહજ પણ ડગ્યો નહિ. ખીસ્સામાં પિસ્તોલ રાખી સાવધાનતાથી તે સીડીનાં પગથીઆં ઉતરવા લાગ્યો. દશ પંદર પગથીયાં ઉતર્યાં પછી તેના પગ જમીનને અડ-કયા. અંધકારમાં કાંઇ જોઈ શકાતું નહોતું. હરિદાસે ખીસ્સા-માંથી આગ પેટી બહાર કાઢી દીવાસળી સળગાવી. એક ન્હાની ઓરડીમાં પોતાને ઉપસ્થિત થયેલો તે જોઈ શકયો. ઓરડીના ઉપરના ભાગમાં એક ન્હાનું જાળીઉં હતું તથા સ્હામેની બાજુએ એક ભાંગ્યું તુટયું બારણું હતું.

હરિદાસે બીજી દીવાસળી સળગાવી એટલે તે એ ઓરડીના એક ખુણામાં ખાટલો જોઇ શકયો ખાટલા ઉપર બિછાનું, ચાદર, રૂમાલ વગેરે જોઈ ત્યાં કોઇ માણસ છુપી રીતે રહેતો હોવો જોઇએ એમ તેને લાગ્યું.

તેણે વળી પાછી એક દીવાસળી સળગાવી. એ વખતે એ ઓરડીનું બારણું સહજ હાલતું જણાયું. ઝડપથી હરિદાસ એ બારણાં પાસે ગયો. પેલી તરફથી કોઇના શ્વાસ પ્રશ્વાસનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. જોરથી બારણાંને ધકકો મારી તેણે

કહ્યું, "તું ગમે તે હો; જલ્દી મ્હારી પાસે આવ. નહિ તો હું હમણાંજ બારણું ભાંગી નાખીશ."

પરંતુ કાંઈ ઉત્તર મળ્યો નહિ. હરિદાસ બારણું ભાંગવાની મહેનત કરવા લાગ્યો; પરંતુ એ કાર્ય તેણે ધાર્યું હતું એવું સહેલું નહોતું. કોઇ માણસે પેલી તરફથી બારણું દબાવી રાખ્યું છે એમ તેને લાગ્યું. હરિદાસ કાંઈ દુર્બળ નહોતો. પોતાના શરીરનું સઘળું બળ અજમાવવા છતાં તે એ બારણાને સહજ પણ ખસેડી શક્યો નહિ.

અંતે બારણાથી થોડે દૂર ખસી જઇ તે પાછો જોરથી બારણાં ઉપર જઇ અફળાયો. બારણું ભીષણ અવાજ સાથે ભાંગી જમીનદોસ્ત થયું, તે સાથે હરિદાસ પણ જમીન ઉપર પછડાયો.

વિના વિલંબે તે ઉઠી ઉભો થયો. સદ્‌ભાગ્યે તેને કાંઇ ઇજા થઇ નહિ. ભીષણ અંધકારમાં તે કાન ખડા કરી સાંભળવા લાગ્યો, પરંતુ પ્રથમ તો કાંઇ તેના સાંભળવામાં આવ્યું નહિ.

થોડા સમય પછી દબાતે પગલે કોઇ ચાલ્યું જતું હોય એમ તેને લાગ્યું. તેણે પાછળ જવાનો વિચાર કર્યો; પરંતુ અંધકારને લીધે તે આગળ વધી શક્યો નહિ. ફરીથી તેણે દીવાસળી સળગાવી.

ત્યાંથી એક સુરંગનો રસ્તો તેના જોવામાં આવ્યો. એ રસ્તો બે હાથથી વિશેષ પહોળો ન હોતો. ઉંચાઇ પણ એક મુશ્કેલીથી અંદર જઇ શકે એટલી હતી. એ વખતે પણ દૂરથી કોઈ માણસનાં પગલાંનો અવાજ હરિદાસના સાંભળવામાં આવતો

હતો. તે વખત નહિ ગૂમાવતાં માથું નીચું રાખી સુરંગમાં જવા લાગ્યો. સુરંગનો રસ્તો એટલો બધો ચીકણો હતો કે, તેના ઉપર ચાલવાનું કામ ઘણું કઠિન હતું. હરિદાસ બે ત્રણ વખત પડી ગયો; તેને થોડું વાગ્યું પણ ખરૂં આમ છતાં વિપદથી અગર ભયથી તે ડગી જાય એવો ન હોતો. વળી હવે તો તેને ઘણો ક્રોધ ઉપજ્યો હતો. પોતાની અનુમતિ સિવાય એ માણસ પોતાના બંગલામાં છુપાઇ રહેલો હોવાથી તેણે ગંભીર ગુન્હો કર્યો હોય એમજ તેને લાગતું હતું. મહામહેનતે હરિદાસ સુરંગમાં આગળ જવા લાગ્યો.

જેમ જેમ તે વિશેષ આગળ વધવા લાગ્યો, તેમ તેમ સુરંગના રસ્તાને પાણીમાં ડુબી જતો તેણે જોયો. પછી પાણીથી તેના પગ ભીંજાવા લાગ્યા. આમ છતાં પાછો નહિ ફરતાં તે આગળ જવા લાગ્યો.

અડધા કલાક સુધી ચાલી તે સુરંગના મ્હોં પાસે જઈ પહોંચ્યો. સુરંગનું મ્હોં એટલું બધું ન્હાનું હતું કે, એક માણસ મહાકષ્ટે એમાંથી બ્હાર નીકળી શકે. સહજ પણ વિલંબ કર્યા સિવાય તે સુરંગથી બ્હાર નીકળ્યો.

ત્યાં તેણે ચારે તરફ જરા જોયું. જંગલમાં એક સ્વચ્છ સ્થળ તેની નજરે પડ્યું. એ સ્વચ્છ સ્થળે એક ન્હાનું ઘર હતું. એ ઘર ભાંગી ગયું હતું. પેલો માણસ એ ઘરમાં છુપાયો હશે ધારી હરિદાસે ઝડપથી તેમાં પ્રવેશ કર્યો. એ ઘરની બધી બારીઓ બંધ હતી; કેવળ આગળનું બારણું ખુલ્લું હતું. એ ઘરમાં પ્રવેશ કરી હરિદાસ કોઇને જોઇ શકયો નહિ. તે ઓરડાના ઓર-

કામાં ગયો તો ત્યાં પુષ્કળ અંધકાર હતો-કાંઇ જોઇ શકાતું ન હોતું.

ક્ષણકાળ માટે કોઇની બે ઝગઝગતી આંખો હરિદાસના જોવામાં આવી. બીજીજ ક્ષણે કોઇ માણસ અંધકારમાં નાશી જતો હોય એમ તેને લાગ્યું. એક છલંગ મારી તેણે એ માણસનું ગળું પકડ્યું. એ વખતે એ માણસે એવા ભયાનક ભાવથી બૂમ મારી કે, આજૂબાજૂથી તેની એ બૂમનો પડઘો પડયો. એ બૂમ માણસની હશે કે કેમ એ માટે હરિદાસના મનમાં સંદેહ ઉપજ્યો. તેનો પ્રાણ કંપી ઉઠયો.

હરિદાસ બ્હી જાય એવો ન હોતો. તેણે એ માણસને દીવા તરફ ખેંચી જતાં કહ્યું, "આવ દીવા પાસે આવ તું કોણ છે એ હું જાણવા માગું છું."

એ માણસ નિરાશ બની જઈ નીચે બેસી પડયો. વિકૃત સ્વરે તેણે કહ્યું,

"ભાઈ સાહેબ! આપના ભલાની ખાતર કહું છું કે, આપ મ્હને અહીં રાખી ચાલ્યા જાઓ. હું સોગન ખાઇ કહું છું કે, આપ મ્હને ન જુઓ એમાંજ આપનું હિત છે. મ્હને છોડી દો."

હરિદાસે ક્રોધથી કહ્યું, "હું તને છોડવાનો નથી. જલ્દી ઉઠ. નહિ ઉઠે તો હું તને ઉંચકીને લઇ જઇશ."

પેલા માણસે કહ્યું, "ભાઇ! સુરંગના રસ્તામાં વિના વિલંબે ભરતીનું પાણી ભરાઇ જશે. પછી કોઈ પણ રીતે અહીંથી જઇ શકાશે નહિ. ભરતી આવતાં આ ઘર પણ

પાણીમાં ડુબી જશે અને કોઇ પણ રીતે આપ આપનો બચાવ કરી શકશો નહિ. જાઓ, જલ્દી જતા રહો. મ્હને અહીં મરવા દો. મ્હારૂં મરણ થાય એજ સારૂં છે."

હરિદાસ કંઇ બોલ્યો નહિ, તે એ મનુષ્યને બાળકની માફક ઉંચકી આમલા ખંડમાં લઇ ગયો એ માણસ ત્યાં જમીન ઉપર ઉંધો સુઇ ગયો.

હરિદાસે તેના માથાના વાળ પકડી કહ્યું, "તું કોણ છે એ કહે ?"

તેણે કંઇ ઉત્તર આપ્યો નહિ. હરિદાસે બળપૂર્વક તેનું મોઢું પકડી તેને ખેંચ્યો. ત્યારપછી એકાએક વજ્રાઘાત થતાં માણસની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ હરિદાસની થઇ કંપતા પગલે તે સહજ દુર ખસી ગયો. અસ્પષ્ટ સ્વરે તેનાથી બોલી જવાયું, "કેવો સર્વનાશ ! આ તો ભિખારી છે !!"

હરિદાસ થોડા સમય સુધી ચુપકીદીથી ઉભો રહ્યો. હવે છુપાવાનો પ્રયત્ન કરવો વૃથા છે ધારી ભિખારી ઉઠી ઉભો થયો બન્ને એકબીજાની મ્હામે કેટલીક ક્ષણ સુધી ચુપકીદી ધારણ કરી ઉભા રહ્યા. પ્રથમ હરિદાસે કહ્યું "ભિખારી ! તું બીમાર થઇ ગયો છે કે ?"

ભિખારીની આકૃતિમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો તેની બન્ને આંખો ઊંડી ઉતરી ગઇ હતી. તેનું શરીર હાડપિંજર જેવું થઇ ગયું હતું. તેનાથી જાણે કે, ઉભા પણ રહી શકાતું નહોતું. તેણે નમ્ર અવાજે કહ્યું, "હા હજુર હું બીમાર થઇ ગયો છું. મ્હારા શરીરની સ્થિતિ આપ જોઇ શકો છો. આપ અહીં શામાટે આવ્યા છો ? હું શાન્તિથી મરી પણ નહિ શકું કે ?"

હરિદાસે કહ્યું, ' ભિખારી, હું અત્રે કાંઇ ત્હારી તપાસ કરવા આવ્યો નથી. બાપાજીના કેટલાક કાગળ પત્રો તપાસવા હું આવ્યો હતો. મ્હારા બંગલામાં મ્હારી રજા સિવાય કોણ છુપાઇ રહ્યું છે એ જાણવા માટે જ હું ત્હારી પાછળ અહીં સુધી આવ્યો છું. તું અહીં કયાંથી ?"

"અહીં કોઇ મ્હારો પત્તો મેળવી શકશે નહિ એમ વિચારી હું આવ્યો હતો."

"ગંગા ડોશીએ તને અહીં કેમ જગ્યા આપી છે ?"

"એ મ્હારી મા છે."

"ત્હારી મા છે ?"

"હા, વિશેષમાં બા સાહેબે ભલામણ કરી હતી."

"કોણે ? બાએ ભલામણ કરી હતી ?"

હરિદાસનો પ્રાણ કંપી ઉઠયો. ત્યારે તેની માતા પણ આ ભયંકર પ્રકારમાં ભળેલી હતી કે ?! હરિદાસનું આખું શરીર પસીનાથી ભીંજાઇ ગયું. તેણે કહ્યું, "હા, હવે મ્હને યાદ આવ્યું. ગંગા ડોશીનું મ્હોં જોતાં ત્હારો ચહેરો મ્હને યાદ આવ્યો હતો; છતાં એ વખતે હું આ ભેદ જાણી શક્યો ન હોતો. તુંજ આ સ્થળે છુપાઇ રહેલો છે એવી જો ખબર પડી હોત તો હું કદાચ આટલી તપાસ કરત નહિ. ગમે તેમ હો, હવે જ્યારે ત્હારી સાથે મ્હારી મુલાકાત થઇ છે ત્યાર પછી ખૂનની રાતે જે કાંઇ બન્યું છે તે હું ત્હારે મુખે સાંભળીશ."

"મ્હોટાભાઇ ! મહેરબાની કરી આપ મ્હને એ વાત પૂછશો નહિ. હું આપના ભલા માટે આમ કહું છું. આપ જો

મ્હને ખૂની ધારતા હો તો ભલે ધારો, મ્હને અહીં કાદવ કીચ્ચડમાં મરેલો જોવાની આપની ઇચ્છા હોય તો તેમ કરો; પરંતુ મ્હારા દેહમાં જીવ હશે ત્યાં સુધી હું કાંઈ કહીશ નહિ. આપ એટલું યાદ રાખજો કે, હું મ્હારા માલિકનો વફાદાર નોકર છું."

"ત્હારા નામ ઉપર વૉરંટ છે. હું તને પકડાવી શકું તેમ છું એ તું જાણે છે?"

'હા, જાણું છું. મ્હને પકડાવવાથી ફાંસીની સજા થશે એ પણ હું જાણું છું"

હરિદાસ થોડા સમય સુધી ચુપ રહ્યા પછી તેણે કહ્યું, 'તું અહીંથી મ્હારી સાથે ચાલ. આ સુરંગના રસ્તાની વાત તને કોણે કહી?"

"શેઠે પોતે કહી હતી. તેમણે છુપી રીતે એકાંતમાં રહેવા માટે આ સ્થળે આ ઘર તૈયાર કરાવ્યું હતું. સુરંગનો રસ્તો પણ તેમણેજ તૈયાર કરાવ્યો હતો."

પછી બિહારીએ પોતાના બન્ને કાન ટટાર કરી ચમકી ઉઠીને કહ્યું, 'મ્હોટાભાઇ! જુઓ સાંભળો-સાંભળો, દુર્ભાગ્યે હું આજે ખૂની થયો છું તમને અહીં ખેંચી લાવી મેં મૃત્યુના મુખમાં મૂકયા છે!"

હરિદાસે અતિશય આશ્ચર્ય પામી કહ્યું, 'શું થયું છે? તું આમ કેમ કરે છે?'

"ભાઈ! ભરતી વખતે સુરંગના રસ્તામાં પાણી ભરાઇ જાય છે. આ ઘરની ચારે તરફ ભરતીનું પાણી ઉછાળા મારતું

એકઠું થાય છે. હમણાં ઘર ભાંગી પડેલું હોવાથી તે પણ પાણીમાં ગરક થઇ જાય છે. જુઓ, સાંભળો, ભરતીનું પાણી આવતું હોય તેનો શુરૂ ગંભીર અવાજ સંભળાય છે. હવે કોઇ પણ રીતે બચાવ થઇ શકે તેમ નથી!"

ભયભીત બની હરિદાસ બ્હાર નીકળ્યો. ભરતીનું પાણી જોરથી આવતું હતું. એ પાણી પ્રબળ વેગથી સુરંગમાં પ્રવેશ કરતું હતું. હવે સુરંગને રસ્તેથી બંગલામાં જઇ શકાય તેમ નહોતું હરિદાસ એ ભાંગેલા ઘર ઉપર ચડી ગયો તો ચોતરફ પાણી ફેલાઇ ગયેલું તેના જોવામાં આવ્યું. એ ભાંગેલા ઘરનો ટેકરો એક ન્હાના દ્વિપ જેવો દેખાવા લાગ્યો. પાણી ઘરની અંદર ભરાવા લાગ્યું હતું. તોફાની સમુદ્રનાં ભયંકર મોજાં ઉંચા ઉછાળા મારી જાણે કે એ ન્હાના દ્વિપને ડુબાવી દેવા આગળ આવતાં હતાં.

હરિદાસ ઘરની અંદર ગયો તો તેણે ઢીંચણ સુધી પાણીમાં બિહારીને ઉભો રહેલો જોયો. બિહારીનું શરીર કંપતું હતું. પોતાનો બચાવ કરવાની જાણે કે તેનામાં સહજ પણ શક્તિ નહોતી. કોઇ પણ રીતે હરિદાસ બિહારીને બ્હાર ખેંચી ગયો. પછી તેને એ ટેકરા ઉપર લઇ જઇ હરિદાસે કહ્યું, "બિહારી, અહીં પાણી આવતાં હજી થોડો વખત લાગશે. વળી અહીં પાણી ભરાઇ જશે એટલે હું તરીને બગીચા સુધી જવાનો પ્રયત્ન કરીશ બગીચો અહીંથી કેટલો દૂર છે."

"અડધો ગાઉ."

"અને ગામ?"

"લગભગ એક ગાઉ."

"ઠીક છે, હું તરીને બગીચા આગળ કે ગામ આગળ પહોંચી શકીશ."

"ભરતીના પાણીમાં તરવાનું કામ કંઇ સહેલું નથી."

"જોઇ લેવાશે. જો આજે કિસમતમાં મૃત્યુ લખેલું હશે તો આપણે બન્ને સાથેજ મરીશું. એ માટે હું તને દેષ નહિ દઉં. તું જાણી જોઇને કાંઈ મ્હને અહીં ખેંચી લાવ્યો નથી. આ વખતે હું તને તે દિવસની વાત પુછવા ઈચ્છું છું. હું તરીને બચી શકું તેમ છું. ત્હારાથી તેમ બની શકનાર નથી. ત્હારૂં શરીર ઘણું દુર્બળ થઈ ગયું છે. તેથી ત્હારી આ અંતની ઘડીએ હું કહું છું કે તે દિવસે જે કંઇ બન્યું હોય તે તું મ્હને કહે. હવે તું ના પાડીશ નહિ."

બિહારીએ કંપતા અવાજે કહ્યું, "મ્હોટા ભાઈ! હું ફરી આપને કરગરીને કહુ છુ કે, એ વાત સાંભળવાનો દુરાગ્રહ આપ ન કરો. એ સઘળી હકીકત સાંભળ્યા પછી જીવનમાં આપ કદાપિ સુખી થઇ શકશો નહિ. હું જે હકીકત જાણું છું તે હકીકતને આપ મ્હારા મરણ સાથે દટાઈ જવા દો."

હરિદાસે ગંભીર ભાવથી કહ્યું, "ગમે તેમ હો; પરંતુ એ હકીકત હું આજે આ વખતે જરૂર સાંભળીશ."

"ભલે ત્યારે સાંભળો. હવે મ્હારો કંઇ દોષ નથી."

—:o:—

# પ્રકરણ ૨૩ મું

—:o:—

## બિહારીએ કરેલો ખુલાસો

હવે બિહારીએ વિશેષ રકઝક નહિ કરતાં પૂર્વકથા કહેવાની શુરૂઆત કરી. હરિદાસ ચુપકીદીથી એ હકીકત સાંભળવા લાગ્યો. બીજી તરફથી ભરતીનું પાણી ચોતરફથી તેમને ઘેરી લેવા લાગ્યું.

બિહારીએ કહ્યું, "હું નહાનપણથીજ શેઠનો નોકર છું એ આપ જાણો છો. એકવીસ વર્ષની ઉમ્મરે વિષય સંપત્તિ મેળવી પછીથી બે ત્રણ વર્ષ માટે શેઠ પ્રવાસે નીકળી પડયા હતા. હું પણ તેમની સાથે ગયો હતો. અમારા બે સિવાય ત્રીજું કોઈ સાથે ન હોતું. જૂદાં જૂદાં સ્થળોએ ફરી છેવટે અમે નાશિક જઇ પહોંચ્યા. એ નાશિકમાંથીજ દુર્ભાગ્યયોગ લાગુ પડયો.

"નાશિકમાં શ્યામલાલ નામનો એક ગુજરાતી ગૃહસ્થ રહેતો હતો. તેને સ્ત્રી ન હોતી કેવળ લગભગ સરખી ઉમ્મરની બે કન્યાઓ હતી. બન્ને કન્યાઓની આકૃતિ અને રૂપ સરખાં હતાં. બન્ને ઘણી દેખાવડી હતી. તેમની બન્નેની ઉમ્મર પંદર સોળ વર્ષની થયેલી હોવા છતાં શ્યામલાલે તેમનો વિવાહ કર્યો ન હોતો. વળી શ્યામલાલ જેવો બદમાશ માણસ આખા નાશિકમાં બીજો ભાગ્યે હશે. તે ન કરી શકે એવું કોઈ કાર્ય ન હતું. નાશિકમાં સઘળાં માણસો તેની લુચ્ચાઇ જાણતાં હતાં; કેવળ અમેજ એથી અજાણ્યા હતા.

શેઠની સાથે દૈવયોગે શ્યામલાલની ઓળખાણ થઇ. એ ઓળખાણે થોડા વખતમાં મિત્રતાનું રૂપ ધારણ કર્યું. પછી હું

એમ સમજી શકયો કે, શેઠ શ્યામલાલની કન્યાને ચહવા લાગ્યા છે તથા તેઓ તેની સાથે વિવાહ કરવા અધીર બની ગયા છે. આમ છતાં શેઠ જેવા સુપ્રતિષ્ઠિત આબરૂદાર માણસ શ્યામલાલ જેવા માણસની કન્યા સાથે વિવાહ કરે તે લોકો શું કહે?

"એ બે બાળિકાઓમાં એકનું નામ સરલા અને બીજીનું નામ તરલા હતું. એ બન્ને બાળિકાઓ શેઠ સાથે પરણવા અધીરી બની ગઈ હતી; પરંતુ તરલાનો સંબંધ અમુક સ્થળે નક્કી થઈ ગયેલો હોઇ શેઠની પણ તેની સાથે વિવાહ કરવાની ઇચ્છા ન હોતી. શેઠ સરલાની સાથે વિવાહ કરવા ઇચ્છતા હતા.

"શેઠ ખુલ્લી રીતે સરલા સાથે વિવાહ કરવાની હિમ્મત દર્શાવી શકયા નહિ. એક દિવસે કોઇ નિમિત્ત દર્શાવી તેમણે શ્યામલાલને પુને મોકલ્યો અને નાશિકના એક ઓળખીતા માણસને ઘેર છુપી રીતે તેમણે સરલા સાથે વિવાહ કર્યો. એ બાબતે હું પણ એ વાત જાણતો ન હોતો.

"શ્યામલાલ શેઠના ગુલામ જેવો થઈ ગયો હતો. શેઠ પણ તેને પુષ્કળ પૈસા આપતા હતા; પરંતુ તેથી સંતુષ્ટ નહિ થતાં શેઠની બનાવટી સહીઓ કરી તે એક પેઢી ઉપરથી મ્હોટી રકમો લેતો હતો. યથાક્રમે એ સઘળી હકીકત શેઠના જાણવામાં આવી. હું આટલા બધા પૈસા આપતો હોવા છતાં એ લુચ્ચો મ્હારી આબરૂ પર પાણી ફેરવી મ્હારા સર્વસ્વનો નાશ કરે છે!' કહી શેઠ ગુસ્સામાં શ્યામલાલને ઘેર ગયા. એમના હાવભાવ જોઈ તે દિવસે કાંઈ નવાજુની થશે એમ મ્હેં ધાર્યું હતું અને છેવટે થયું પણ તેમજ.

"શ્યામલાલ આવે તે દિવસે શેઠને ભયંકર તકરાર થઈ એ તકરાર વખતે શેઠે ક્રોધમાંજ પોતાના સરલા સાથે થયેલા વિવાહની વાત ખુલ્લી કરી. એ પ્રસંગે તરલાએ આવી પોતાના બાપને ઉશ્કેરી શેઠને નહિ કહેવા જેવાં વચન સંભળાવ્યાં શ્યામલાલે પણ ક્રોધથી અંધ બની જઈ પગમાંનો જોડો કાઢી જોરથી શેઠના મ્હોં ઉપર માર્યો. શેઠે વિશેષ ઉશ્કેરાઈ વાઘની માફક શ્યામલાલને પકડયો. હું ત્યાં હાજર હતો. હું વચ્ચે પડવા ગયો તે પહેલાં તો તેઓ બન્ને જમીન ઉપર તૂટી પડયા હતા. મ્હેં જયારે શેઠને બેઠા કર્યા ત્યારે મ્હારો જીવ ઉડી ગયો. શ્યામલાલની આંખો બ્હાર નીકળી પડી હતી; તે મરી ગયો હતો."

ભયભીત બની હરિદાસ બોલી ઉઠયો, "કેવી ભયંકર વાત ?! શું મ્હારા પિતાએ ખૂન કર્યું હતું ?"

"હા, એટલા માટેજ એ વાત નહિ કહેવડાવવાની હું જીદ કરતો હતો. આપના આગ્રહ આગળ લાચાર બની મ્હારે એ વાત કહેવી પડે છે; એમાં મ્હારો કાંઈ દોષ નથી."

"હું સઘળી હકીકત સાંભળવા ઈચ્છું છું. દ્રઢતાથી હરિદાસે કહ્યું.

"પછી એ સ્થળે સરલા આવી પહોંચી. તેણે પોતાના પિતાને મરી ગયેલો જોઇ રડતાં રડતાં કહ્યું, તમે મ્હારા વૃધ્ધ પિતાનું ખૂન કર્યું છે તમે મ્હારી નજર આગળથી ચાલ્યા જાઓ હું તમારૂં મ્હોં જોવા ઈચ્છતી નથી. તમારા આ દુષ્કર્મની સજા ઈશ્વર તમને કરશે. ફરીથી તમે મ્હારી પાસે આવશો નહિ. ચાલ્યા જાઓ જલ્દી ચાલ્યા જાઓ.'

" કહ્યું પણ તેમજ. અમે નાશિકથી નાશી છુટયા. પોલિસને પુષ્કળ રકમ આપવામાં આવી એટલે તેણે ખૂનની વાત છુપાવી દીધી. શ્યામલાલનું હૃદય બંધ પડી જવાથી મૃત્યુ થયું છે એમ જણાવી તેના દેહને બાળી નાખવામાં આવ્યો. તેજ દિવસે અમે નાશિકથી મુંબાઇ આવ્યા; પરંતુ તે દિવસથી શેઠની ચિંતા વધી ગઇ હતી. સરલા કે તરલા ખૂનના ગુન્હા માટે પોતાને પકડાવશે એવો તેમના મનમાં રાત દિવસ ભય રહેતો હતો.

" એક વર્ષ પછી શેઠને કોઇ પણ રીતે એમ માલૂમ પડયું કે, સરલાનું મૃત્યુ થયું છે. પછી તેમણે આપનાં દાદીમાં માતુશ્રી સાથે લગ્ન કર્યું.

" પછીનાં ત્રીસ વર્ષમાં બીજી કાંઇ ગરબડ થઇ નહિ. શેઠ નાશિકની વાત ભૂલી ગયા હોય એમ લાગતું હતું. પછી જે દિવસે નાચ હતો તે રાત્રે એક મજૂર એક પત્ર આપી ગયો. એ પત્ર વાંચી શેઠ બ્હાર ચાલ્યા ગયા. આમ છતાં એ પત્રના કવર ઉપરના અક્ષરો જોઇ એ હસ્તાક્ષરો તેમની અમાઉની સ્ત્રી સરલાના છે એમ હું જાણી શકયો હતો. સરલાનું મૃત્યુ થયેલું હોવા છતાં તેના હસ્તાક્ષરનો પત્ર કયાંથી કેવી રીતે આવ્યો એ હું વિચારી શકયો નહિ. શેઠની આજ્ઞાથી હું ગાડી લાવવા ગયો. ગાડી આવી એટલે તેઓ બ્હાર ચાલ્યા ગયા.

" ઉતાવળમાં શેઠ એ પત્ર બાંગલે ભૂલી ગયા હતા. મ્હેં એ પત્ર ઉંચકી લઇ છુપાવી રાખ્યો હતો. હજી પણ એ પત્ર મ્હારી પાસે છે. આજે મ્હારી સાથે એ પત્રનો પણ નાશ થશે."

" એ પત્રમાં શું લખ્યું હતું "

"એમાં સરલાએ એમ લખ્યું હતું કે, તે મરી ગઇ નથી, તેના મૃત્યુની ખોટી ખબર આપવામાં આવી હતી. આટલા દિવસ પછી તેના પિતાના ખુનીને યોગ્ય સજા કરવાનો વખત આવ્યો છે એક દિવસ પછી તે સહુની આગળ શેઠને ખૂની, લંપટ, બદમાશ તરીકે જાહેર કરશે, પછી શેઠ કોઇને પોતાનું મ્હોં બતાવી શકશે નહિ.

"શેઠ રાત્રે સરલાને ઘેર ગયા હતા તથા બીજે દિવસે સ્હવારે તે મરી ગયેલી જણાઇ હતી.'

હરિદાસનો કંઠ સ્વર રૂંધાઇ જવા આવ્યો. અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું, "અસંભવ વાત ! બિહારી, એ વાત કોઇ પણ રીતે સાચી નથી."

"એ રાત્રેજ મ્હેં જઇને સરલાને જોઇ હતી. તેની છાતીમાં શેઠનો છરો હતો. ઘેર આવી જોયું તો શેઠનું પણ ખુન થયેલું જણાયું. પછી મ્હેં બા સાહેબ પાસે દોડી જઇ તેમને સઘળી વાત કહી. એ વખતે બા સાહેબની જે સ્થિતિ થઇ હતી તેનો વિચાર કરતાં હજી પણ મ્હારૂં હૃદય કંપી ઉઠે છે

"પછી મ્હારે શું કરવું ? શેઠ બંગલામાંથી બ્હાર નીકળી સરલાને ત્યાં ગયા હતા એ વાત હું એકલોજ જાણતો હતો. પોલિસના સપાટામાં ફસાતાં મ્હારે મુખે એ વાત ખુલ્લી થઇ જવાનો સંભવ હતો. આમ હોવાથી હું અહીં નાશી આવી છુપાઇ રહ્યો હતો. શેઠની આબરૂ મ્હને મ્હારા જીવ કરતાં વિશેષ વ્હાલી છે. લોકો મ્હને ખૂની ધારતા હોય તો ભલે ધારે, મ્હને ફાંસીની સજા થવાની હોય તો ભલે થાય; પરંતુ શેઠના નામને હું કલંકિત નહિજ થવા દઉં."

હરિદાસે કંપતા કંઠે કહ્યું, "બિહારી, ત્હારા જેવા નોકર ઘણા થોડા થાય છે. તું ખરેખરો પ્રભુ ભક્ત-વફાદાર નોકર છે. ઈશ્વર ત્હારૂં ભલું કરો."

*　　　*　　　*

બરાબર આ વખતે તેઓ જ્યાં ઉભા હતા ત્યાં ભરતીનું પાણી ભરાઇ ગયું. હરિદાસ અને બિહારી જળમગ્ન થઈ ગયા. અલ્પકાળમાંજ હરિદાસ સાવધ થઇ તરવા લાગ્યો; પરંતુ પાણીના પ્રચંડ પ્રવાહમાં બિહારી કયાં તણાઇ ગયો એ તે જોઇ શક્યો નહિ. તેણે પોતાના જોડા અને કપડાં પ્રથમથી કાઢી નાખેલાં હોવાથી તે તરતો તરતો મરણની સાથે જાણે કે યુધ્ધ કરવા લાગ્યો. તરીને તે પોતાની મરજી પડે તે તરફ જઇ શકતો નહોતો. પાણીનો પ્રવાહ જાણે કે તેને ખેંચી જતો હતો. તેણે એક વખત ચારે તરફ નજર ફેરવી તો ઉછળતા જળ તરંગો સિવાય બીજું કાંઇ તેની નજરે પડયું નહિ. એ જળ તરંગોમાં તરી જમીન ઉપર જઈ પહોંચવાનું કાર્ય તદ્દન અશક્ય હતું.

ધીમે ધીમે હરિદાસ ઘણો થાકી ગયો. તેનું શરીર અવસન્ન થઇ ગયું. તેની શુધ્ધિ દૂર થઇ જવા લાગી. ચારે તરફ તે જાણે કે એક અભુતપૂર્વ પ્રકાશ જોવા લાગ્યો. કોઇ પણ રીતે આત્મ રક્ષણ કરી શકાશે નહિ એમજ તેને લાગ્યું. વિના વિલંબે તે બેશુધ્ધ બની ગયો.

—o—

# પ્રકરણ ૨૪ મું



## વિમળા નહિ પણ સરલા !

માણુલાલ પોતાની પુત્રીને સાથે લઇ પુને ચાલ્યો ગયો હતો. તેણે પુનામાં એક ન્હાનો બંગલો ભાડે રાખ્યો હતો. તે બ્હારના કોઇ પણ માણસને મળતો ન હતો તથા બનતા સુધી ઘરની બ્હાર પણ નીકળતો ન હોતો. તે જે બંગલામાં રહેતો હતો તેની આસપાસ બાગ હોઇ કોઈ કોઇ વખતે તે એ બાગમાં ફરતો હતો.

લીલાવતી સુખી ન હોતી તે રાત્રિ દિવસ ચિંતાતુર રહેતી હતી. પ્રભુલાલ પણ પુત્રી સાથે વિશેષ વાતચિત કરતો ન હોતો. કન્યા ઉમ્મર લાયક થયેલી હોવા છતાં તે તેનો વિવાહ કરવા ધ્યાન આપતો ન હેતો.

જે દિવસે લીલાવતીએ હરિદાસનું દર્શન કર્યું હતું તે દિવસથી એ સુખી ન હતી. તે હરિદાસને ભૂલી શકી ન હોતી. હરિદાસની મૂર્તિ તેના હૃદયપટ ઉપર અંકિત થઇ ગઇ હતી. રાત દિવસ એકાંતમાં બેસી રહી તે કેવળ હરિદાસનું ધ્યાન ધર્યા કરતી હતી. વચ્ચે વચ્ચે તે ઘણી અસ્થિર બની જતી હતી.

એવામાં એક દિવસે પ્રભુલાલે લીલાવતીને કહ્યું, "એક શ્રીમંત માણસનો છોકરો તેના માસ્તરને સાથે લઇ આ તરફ હવા ફેર કરવા માટે આવ્યો છે. આજે રાત્રે મ્હેં તેમને આપણે ત્યાં જમવાનું નિમંત્રણ કર્યું છે. તેમની સાથે છોટાલાલ પણ આવશે. રસોઇ બનાવવામાં કાળજી રાખજે.

લીલા આ શબ્દો સાંભળી આશ્ચર્ય પામી. તેણે તેના પિતાને પહેલાં કોઇને કદાપિ નિમંત્રણ કરતાં જોયો ન હોતો. આજે તેના પિતાનામાં આવું પરિવર્તન કેમ થયું હતું એ તે સમજી શકી નહિ. તે રસોઇ બનાવવાના કામકાજમાં ગુંથાઈ.

રાત્રે સુધાકર તેના માસ્તર સાથે આવી પહોંચ્યો. થોડા વખત પછી છોટાલાલ નામનો માણસ પણ આવી પહોંચ્યો. સુધાકરે છોટાલાલને ત્યાં જ મુકામ કર્યો હતો. સુધાકરની ઉમ્મર અઢારેક વર્ષની હોઇ તે સૌંદર્યસંપન્ન નવયુવક હતો. તેને જોતાંજ તે શ્રીમંતનો પુત્ર હોય એમ સમજી શકાતું હતું. તેના મુખ ઉપર સરળભાવ વિરાજતો હતો.

માસ્તરની ઉમ્મર લગભગ સાઠેક વર્ષની હતી. તે પંતુજી જેવોજ લાગતો હતો. સાંસારિક જ્ઞાનનો તેનામાં અભાવ દેખાતો હતો; આમ છતાં તેના મુખભાવ ઉપરથી તે સરળ સ્વભાવનો લાગતો હતો.

છોટાલાલની પ્રકૃતિ ભિન્ન પ્રકારની હતી. તેની આંખો જોતાં તે ધુર્ત્ત માણસ છે એમ સાફ સમજી શકાતું હતું. છોટાલાલ કાંઇ કામ ધંધો કરતો ન હોતો; છતાં તે ઘણા ઠાઠમાઠમાં રહેતો હતો. તેનું ખરચ કેવી રીતે નભતું હતું એ કોઇ સમજી શકતું ન હોતું. ગાડી આવવાની હોય ત્યારે ખાસ કરીને એ સ્ટેશનના પ્લેટ ફોર્મ ઉપર હાજર રહેતો હતો. જુદા જુદા ગૃહસ્થ માણસોને વિશેષ આદરથી આમંત્રણ કરી તે પોતાને ઘેર લઈ જઇ બેચાર દિવસ સુધી રાખતો હતો. સહુ તેના માયાળુ વ્યવહારથી પ્રસન્ન થતા હતા; છતાં તેને ઘેરથી વિદાય

થયા પછી એ લોકો તેને માટે શું કહેતા હતા એ અમે જાણતા નથી.

પ્રાણલાલે પુત્રીને બોલાવી તેનો સુધાકર સાથે પરિચય કરાવતાં કહ્યું, "આ મ્હારી પુત્રી લીલાવતી છે. કેવળ એ એકજ મ્હારા જીવનનું અવલમ્બન છે."

સુધાકર શરમાયો. તે લીલાવતીના મુખ તરફ જોઇ શકયો નહિ. માસ્તરે કહ્યું, "છોકરી ઘણી ભલી દેખાય છે. હજી એનો વિવાહ નથી કર્યો કે?"

"ના, સારા પાત્રને અભાવે હજી સુધી એનો વિવાહ કર્યો નથી."

"સુધાકર! તમે લીલા સાથે વાતચિત કરો. હું માસ્તર મહાશયને મ્હારાં પુસ્તકો બતાવું."

માસ્તર અને પ્રાણલાલ ત્યાંથી ચાલ્યા ગયા. સુધાકર અને લીલા શરમથી નીચુ જોઇ બેસી રહ્યાં. પછી સુધાકરે મૃદુ સ્વરે કહ્યું, "પુનામાં હવા પાણી ઘણાં સારાં છે."

લીલાએ સહજજ ભાવથી કહ્યું, "આપ અહીં કેટલા દિવસ રહેશો?"

"વધુ દિવસ રહેવાનો નથી. હું ફરવા માટે ઘરની બ્હાર નીકળી પડયો છું. અહીં બે ચાર દિવસ રહ્યા પછી હું માથેરાન ચાલ્યો જઇશ."

આ વખતે છોટાલાલે ત્યાં આવી કહ્યું, "ચાલો રાત પડી છે."

સુધાકરે કહ્યું, "ઉતાવળ જેવું હોય તો આપ જાઓ. હું માસ્તર મહાશય-સાથે થોડા વખત પછી આવું છું."

છોટાલાલે મહાકષ્ટે પોતાની નારાજી છુપાવી. તેણે કહ્યું, "બહુ મોડું ન કરશો."

આ શબ્દોના ઉત્તરમાં સુધાકર કાંઇ બોલ્યો નહિ. છોટાલાલ વિરક્ત ભાવથી ત્યાંથી ચાલ્યો ગયો. તેના ચાલ્યા ગયા પછી લીલાએ સુધાકરને પૂછયું, "એ છોટાલાલ સાથે આપની ઓળખાણ કેવી રીતે થઈ?"

"સ્ટેશનેથીજ તેમની સાથે અમારો મેળાપ થયો હતો. તેઓ ઘણા સજ્જન માણસ છે. બળપૂર્વક તેઓ અમને પોતાને ત્યાં લઇ ગયા છે."

"એમની સાથે વિશેષ હળશો મળશો નહિ." લીલાએ સૂચના કરી.

"તમે આમ કેમ કહો છો? છોટાલાલ જેવા અતિથિ પરાયણ માણસો ઘણા થોડા હશે!"

"પરંતુ હું એમની રીતભાત પસંદ કરતી નથી."

"એમની રીતભાતમાં તમને શું વાંધા ભરેલું જણાય છે?"

"આપ એમની સાથે પત્તાં રમી દાવ લગાવો છો કે?"

"હા, વચ્ચે વચ્ચે અમે બેઘડી પત્તાં ખેલીએ છીએ."

"અને ઘણી ખરી વખતે છોટાલાલ જીતે છે, ખરુંને?"

"એમાં એમનો કાંઇ દોષ નથી. મ્હને બરાબર ખેલતાં આવડતું નથી."

આ વખતે નોકરે આવી સુધાકરને કહ્યું, "એક ગૃહસ્થ આપને મળવા ઇચ્છે છે."

સુધાકર બોલી ઉઠયો, "આટલી રાત્રે આ અજાણ્યા શહેરમાં મ્હને મળવા આવનાર ગૃહસ્થ કોણ છે?"

"તેમણે પોતાના નામનું આ કાર્ડ આપ્યું છે; તેઓ બ્હાર ઉભા રહ્યા છે." આમ કહી નોકરે એક વિઝિટીંગ કાર્ડ સુધાકરના હાથમાં આપ્યું. એ કાર્ડમાંનું નામ વાંચી સુધાકરે વિસ્મયસૂચક ધ્વનિ કર્યો. તે સહજ વિરક્ત પણ થયો. તેણે લીલા તરફ જોઇ કહ્યું, "મ્હારા મામા આવ્યા છે. હું જાઉં છું; અવકાશે પાછો તમને મળવા આવીશ."

લીલાએ શુષ્ક કંઠે કહ્યું, "ભલે આવજો."

સુધાકર ત્યાંથી ઉઠી ઝડપથી બ્હાર ગયો. સુધાકરને મળવા આવનાર માણસ કોણ છે એ જોવા લીલા પણ બારી પાસે ગઇ. એ વખતે તેણે સુધાકરને બગીચામાં કોઇની સાથે વાતચિત કરતો સાંભળ્યો. સુધાકર જે માણસની સાથે વાતચિત કરતો હતો એ માણસની આડે એક ઝાડ આવેલુ હોવાથી લીલા તેને જોઇ શકી નહિ. આમ છતાં તે તેમની બન્નેની વાતચિત સ્પષ્ટતાથી સાંભળવા લાગી. સુધાકરે કહ્યું, "મામા! તમે એકાએક અહીં ક્યાંથી?"

"તું અહીં છે એવી ખબર મળવાથી હું તને મળવા આવ્યો છું."

"મ્હોટાં બાના કાગળ પરથી હું એમ જાણી શક્યો હતો કે, તમે ડુબતાં ડુબતાં બચી ગયા છે!"

"હા, ખરી વાત છે."

એ માણસનો કંઠસ્વર સાંભળી લીલાનું સર્વાંગ રોમાંચિત થયું જે મનમોહન મૂર્ત્તિની તે રાત દિવસ પોતાના હૃદયમાં પૂજા કરતી હતી તે આજે તેની નજીક આવી હતી! અશક્ય વાત!

હરિદાસ પુનામાં શામાટે આવે જતાં એ હરિદાસનો જ કંઠસ્વર છે એમ લીલાની ખાત્રી થઈ. હરિદાસને તેણે એવું કહેતાં સાંભળ્યો કે, "બાપાજીએ ધનગાવમાં એક બંગલો બંધાવેલો છે. પહેલાં કોઈ કોઈ વખતે તેઓ ત્યાં જઈને બેચાર દિવસ રહેતા હતા. છેલ્લાં દશ બાર વર્ષથી તેઓ બિલકુલ ત્યાં ગયા નહોતા. બંગલો ઘણે સ્થળેથી ભાંગી પડયો છે. બંગલાની આસપાસ જે બગીચો હતો તેણે જંગલનું રૂપ ધારણ કર્યું છે. બાપાજીના કેટલાક કાગળપત્રો તપાસવા હું ત્યાં ગયો હતો. એ બંગલામાં સુરંગનો એક છુપો રસ્તો છે. એ રસ્તો કયાં સુધી ગયેલો છે તે જોવા હું ગયો હતો એ રસ્તો એક દ્વિપ જેવા સ્થળ સુધી પહોંચેલો જણાયો; પરંતુ ભરતી વખતે એ જગ્યા તથા સુરંગનો રસ્તો પાણીમાં ડુબી જાય છે. હું એક માણસની સાથે એ દ્વિપ જેવા સ્થળે ગયો. એવામાં તો ભરતીનું પાણી આવી રહ્યું એ પાણીમાં અમે બન્ને જણ તણાયા."

"ત્યારે તો એ એક જબરી ઘાત ગઈ એમ જ લેખાય." સુધાકરે કહ્યું.

"ઘણા સમય સુધી હુ ભરતીના પાણીમાં તર્યો; પરંતુ પછી ઘણો થાકી ગયો. હાથ પગ અવશ થઈ ગયા. પછી હું બેહોશ બની ગયો."

"પછી શું થયું ?" સુધાકરે પૂછ્યું.

શુદ્ધિમાં આવતાં મ્હેં મ્હને કાદવકીચડમાં પડેલો જોયો. ઇશ્વરની કૃપાથી મરણના મુખમાંથી હું બચી ગયો છું."

"અને તમારી સાથે જે માણસ હતો તેનું શું થયું ?" સુધાકરે પૂછ્યું.

"એ પણ તણાયો હતો. તેના સદ્‌ભાગ્યે નૌકા લઈને જતા માછીઓની તેના ઉપર નજર પડી અને તેમણે તેને બચાવી લીધો; આમ છતાં હજી સુધી તેની અશક્તિ દુર થઈ નથી; તે શય્યાવશ છે."

'દાદા મહાશયના ખૂનીનો પત્તો લાગ્યો કે? પેલો ગુમ થયેલો નોકર બિહારી મળી આવ્યો કે?"

"ના, બિહારીનો પત્તો મળે એમ લાગતું નથી."

"પેલિસનાં કામજ એવાં છે!"

"ઠીક એ વાત જવા દે. હું તને એક વાત કહેવા આવ્યો છું."

"ભલે, કહો."

હરિદાસે સુધાકરને આ વખતે જે વાત કહી તે લીલા સાંભળી શકી નહિ. આમ છતાં સુધાકરે ઉચ્ચારેલા શબ્દ સાંભળી શકી. ઉચ્ચ સ્વરે સુધાકરે કહ્યું, "મામા! તમે મ્હને ન્હાનો કીકો અગર તો તદ્દન મુર્ખ છોકરો સમજો છો કે? મ્હને છેતરવાનું કામ સહેલું નથી. વળી સલાહકાર તરીકે મ્હારી સાથે માસ્તર મહાશય છે. તમે પ્રસંગ પાડી જોશો તો એ સજ્જન પુરૂષ છે એવી વિના વિલંબે તમારી ખાત્રી થશે તમે જે કાંઈ સાંભળ્યું છે તે તદ્દન ખોટું છે."

"હશે કદાચ; પરંતુ ત્હારા કરતાં ઉમ્મરે હું મોટો છું. ત્હારા કરતાં આ દોરંગી દુનિયાનો મ્હને વિશેષ અનુભવ છે. આટલી ઉમ્મરમાં દેશવિદેશમાં ફરી મ્હેં ઘણું જોયું તથા અનુભવ્યું છે. છોટાલાલ સંબંધી મ્હેં જે હકીકત સાંભળી છે એ ઉપરથી તે સારો માણસ હોય એમ લાગતું નથી. એને ઘેર ઉતરી ત્હેં સારૂં કર્યું નથી. તું એને ઘેર ઉતર્યો છે એમ જાણી હું ત્હારી પાસે દોડી

આવ્યો છું. ત્હારી સંભાળ લેવા માટે ત્હારાં માતુશ્રીએ મ્હને ખાસ ભલામણ કરેલી છે."

"મા, મ્હને હમ્મેશાં અબોધ બાળક જ સમજે છે."

"ઠીક છે, કાલેજ મ્હારી સાથે ત્હારે બ્રહ્મગામ આવવાનું છે."

"એટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર છે?"

"આ પ્રશ્નનો ઉત્તર હું પછી આપીશ. આ કોનો બંગલો છે?"

"એક ગૃહસ્થ માણસે આ બંગલો ભાડે રાખેલો છે. આજે મ્હને અહીં જમવાનું નિમંત્રણ હતું."

"એ ગૃહસ્થનું નામ શું છે?" હરિદાસે પૂછ્યું.

સુધાકર ઉત્તર આપે તે પૂર્વેજ પ્રાણલાલ એ સ્થળે ઉપસ્થિત થયો તથા હરિદાસને ત્યાં જોઈ એ ચમકી ઉઠયો. હરિદાસના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિ. થોડા સમય સુધી તેઓમાંથી કોઇ કાંઈ બોલી શક્યું નહિ.

સુધાકર તેમનો ઉભયનો અદ્દભુત ભાવ જોઇ આશ્ચર્યથી ઘડીમાં હરિદાસના મુખ તરફ તો ઘડીમાં પ્રાણલાલના મુખ તરફ જોવા લાગ્યો. પછી તેણે કહ્યું, "તમે બંને આમ જડવત્ કેમ બની ગયા છો?"

હવે હરિદાસે સહજ સ્વસ્થ થઇ પ્રાણલાલ તરફ જોઇ કહ્યું, "તમે અહીં છો એમ હું જાણતો નહોતો."

પ્રાણલાલે કહ્યું, "પુનાનાં હવા પાણી સારાં હોવાથી હવા ફેર કરવા હું અહીં આવ્યો છું. બંગલામાં ચાલો; અહીં શા માટે ઉભા રહ્યા છો?"

પછી ત્રણે જણે બંગલામાં પ્રવેશ કર્યો. હરિદાસને જોઇ પોતાનો પિતા વિચળિત કેમ બની ગયો હતો એ લીલા સમજી શકી નહિ. લીલા પોતાના હૃદયમાં ઘણી વેદના અનુભવવા લાગી. પોતાની ના મરજી હોવા છતાં અસ્થિર ચિત્તે તે બારી પાસેજ ઉભી રહી.

થોડા સમય પછી માસ્તરની સાથે હરિદાસ અને સુધાકરને તેણે બંગલામાંથી બ્હાર જતા જોયા તેનો પિતા બંગલાના દરવાજા સુધી તેમની સાથે આવ્યો; પરંતુ એ લોકોના ચાલ્યા ગયા પછી તેના પિતાએ પાછો બંગલામાં પ્રવેશ કર્યો નહિ. બ્હાર નીકળી તે પેલી બારીના નીચેના ભાગમાં ઉભો રહ્યો. પિતા કદાચ પેતાને જોઇ જશે એવા ભયથી લીલા સહજ પાછી ખસી ઉભી રહી.

આટલી રાત્રે તેનો પિતા બ્હાર શા માટે ઉભો રહ્યો હતો ? તે જાણે કે, કોઇની રાહ જોતો હતો. તે હરિદાસની રાહ જોતો હશે કે ? કદાચ હરિદાસ સાથે કંઇ છુપી વાત કરવાની હશે તેથી તેણે તેને એકલાને પાછો પોતાના પાસે બોલાવ્યો હશે એમ લીલાને લાગ્યું.

લીલાની ધારણા ખરી પડી થોડા વખત પછી તેણે હરિદાસને પાછો બંગલા તરફ આવતો જોયો. લીલાનું કૌતુહલ વધી ગયું. પિતાની સાથે હરિદાસની શી વાતચિત થાય છે એ સાંભળવા તે અધીર બની ગઇ.

હરિદાસ નજીક આવ્યો એટલે પ્રાણલાલે કહ્યું, ' હવે તમારે જે કહેવું હોય તે કહો. અહીં કોઇ નથી. "

"હું તમને એક વાત પૂછવા ઇચ્છું છું."

"બેલાશક પૂછો. ઉત્તર આપવા જેવું લાગશે તો જરૂર આપીશ."

"હું જે કાંઇ પૂછું તેનો ઉત્તર તમે અનાયાસે આપી શકો તેમ છો."

"ઠીક છે, શી વાત પૂછવા માગો છો ?"

"હું ત્રીસ વર્ષ પહેલાંની એક વાત તમને પૂછું છું. એ વખતે તમે નાશિકમાં હતા કે ?"

"હા, હતો."

"શ્યામલાલ નામના એક માણુસને તમે ઓળખતા હતા કે ?"

"હા."

"એ માણુસને તરલા અને સરલા નામની બે પુત્રીઓ હતી કે ?"

"હા, હતી."

"તમે......"

હરિદાસનો પ્રશ્ન પૂર્ણ થતાં પૂર્વે જ પ્રાણુલાલ બોલી ઉઠ્યો, "હા, તરલા સાથે મ્હેં વિવાહ કર્યો હતો અને સરલા સાથે તમારા પિતાએ છુપી રીતે વિવાહ કર્યો હતો."

હરિદાસ થોડી ક્ષણુ સુધી ચુપ રહ્યો. પછી કંપતા અવાજે તેણે પૂછ્યું, "એ સરલાનું મૃત્યુ ક્યારે થયું હતું એ તમે જાણો છો કે ?"

પ્રાણુલાલ આ વખતે પ્રથમની માફક સ્થિરભાવથી ઉત્તર આપી શક્યો નહિ. તેનું મ્હો લેવાઇ ગયું. થોડી ક્ષણુ સુધી ચુપ રહ્યા પછી ધીમા અવાજે તેણે કહ્યું, "હું તમને વિનંતિ કરી

કહું છું કે, તમે મ્હને આ પ્રશ્ન પૂછશો નહિ. એ વાત તમે ન સાંભળો એજ સારૂં છે."

હરિદાસે દૃઢતાથી કહ્યું, "નહિ–નહિ, હું એ વાત જરૂર સાંભળીશ. એ વાત ઉપર ઘણી બાબતનો આધાર છે. તમે કદાચ સાંભળ્યું હશે કે, જે રાત્રે મ્હારા પિતાનું ખૂન થયું તે જ રાત્રે એક અજાણી સ્ત્રીનું ફ્રેંચ બ્રીજ ઉપર ખૂન થયું હતું."

"હા, એ વાત હું જાણું છું."

"મ્હને પણ ખબર છે કે, એ વાત તમારાથી અજાણી નથી. એ સ્ત્રી કોણ હતી તેનો કાંઈ પત્તો પોલિસ મેળવી શકી નથી. વળી તમે એને ઓળખતા નથી એવું કહેલું હોવા છતાં ગાંઠના પૈસા ખરચી તમે એના મૃતદેહનો સત્કાર કર્યો હતો."

પ્રાણલાલે ભયભીત બની જઇ પૂછ્યું, "એ વાત તમને કેણે કહી?"

હરિદાસે કહ્યું, "હું એ વાત જાણું છું. હવે હું તમારી પાસેથી એટલું જાણવા માગું છું કે, એ સ્ત્રી કોણ હતી?"

પ્રાણલાલ કાંઇ ઉત્તર નહિ આપતાં ચુપકીદીથી ઉભો રહ્યો. હરિદાસે ફરીથી પૂછ્યુ, "એ સ્ત્રી કોણ હતી?"

હવે પ્રાણલાલે મૃદુ સ્વરે ગંભીર ભાવથી કહ્યું, "ભાઇ! તમે આ વાત જે ભાવથી પૂછો છો તે જોતાં આ વાત પૂછવાનો તમને સંપૂર્ણ અધિકાર હોય એમ લાગે છે. આમ છતાં તમારા ભલાની ખાતર હું કહું છું કે, તમે આ વાત ન પૂછો એજ સારૂં છે."

હરિદાસે દૃઢતાથી કહ્યું, "હું કાંઇ પ્રતિવાદ સાંભળવા

પ્રચ્છનો નથી. મ્હેં એમ સાંભળ્યું છે કે, એ સ્ત્રી સાથે જ મ્હારા પિતાએ નાશિકમાં છુપી રીતે વિવાહ કર્યો હતો. મરનાર સ્ત્રી એ સરલા જ હતી કે?"

"હા, એ સરલા જ હતી."

હરિદાસ ચુપકીદી ધારણ કરી થોડો વખત ઉભો રહ્યો. તેના કપાળ ઉપર પસીનાનાં ઘણાં બિંદુઓ તરી આવ્યાં. તેનો કંઠ રૂંધાઇ જવા આવ્યો. લગભગ અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું, "ત્યારે પછી તમે પોલિસની હાજરીમાં તેને ઓળખતા નથી એમ શા માટે કહ્યું હતું?"

"ઓળખું છું એમ કહ્યું હોત તો શું થાત? એથી ઉલટું તમારા પિતાનું નામ કલંકિત થાત. તમારા કુટુંબની આબરૂ જાળવવા માટે જ પોલિસ પાસે મ્હારે જૂઠું બોલવું પડયું હતું."

"ફ્રેંચ બ્રીજ ઉપર જે સ્ત્રીનું ખૂન થયું તે સરલા જ હતી એમ તમે કેવી રીતે જાણી શકયા હતા?"

"મ્હારી સ્ત્રીએ પોતાનું મૃત્યુ થયું તે પહેલાં થોડા દિવસ ઉપર મ્હને એમ કહ્યું હતું કે, તેની બ્હેન હજી પણ જીવતી છે. તે મુંબાઇ આવી તમારા પિતાને હયરાન ન કરે એટલા માટે હું પણ તેનો પત્તો મેળવી મુંબાઇ આવ્યો હતો—"

"સરલા મુંબાઈ આવી તે પહેલાં કયાં હતી?"

"શ્યામલાલનું મૃત્યુ થયા પછી તે સંન્યાસિની થઇ ઘર બ્હાર નીકળી પડી હતી. તે પછી તેની કાંઇ બાતમી મળી નહોતી. મુંબાઈ આવ્યા પછી તપાસ કરતાં તે ફ્રેંચબ્રીજ ઉપર રહેતી છે એમ હું જાણી શકયો. હું જ્યારે તેને મળવા માટે ગયો ત્યારે તો તેનું ખૂન થયું હતું."

વળી થોડા સમય સુધી પાછા બન્ને જણા ચુપ રહ્યા. પછી હરિદાસે અસ્પષ્ટ સ્વરે કહ્યું, " એનું ખુન કોણે કર્યું છે એ તમે કહી શકશો કે ?"

પ્રાણુલાલનું મ્હોં સફેદ પુણી જેવું થઈ ગયું. કંપતા કંઠે તેણે કહ્યું, "ભાઈ ! એ વિષયમાં ઊંડા ઉતરવાથી કંઈ લાભ નથી. આ વાત કેવળ આપણે બે જ જાણીએ છીએ. મ્હારે મુખે ત્રીજું કોઈ માણસ આ વાત કદાપિ સાંભળી શકે તેમ નથી."

" ત્યારે શું તમે એમ ધારો છો કે,...."

પ્રાણુલાલ વચ્ચે જ બોલી ઉઠયો, 'હુ કાંઇ ધારતો નથી. રાત ઘણી વીતી છે. હવે એ વાત બંધ કરો."

ઠીક છે હું જાઉં છું જતાં જતાં એક વાત તમને પુછવા ઇચ્છું છું."

પ્રાણુલાલ કાંઈ બોલ્યો નહિ. હરિદાસે પૂછ્યુ, ' છોટાલાલ કેવા માણસ છે ?'' "એ માણસ સંબંધ રાખવા લાયક નથી.'' પ્રાણુલાલે ટુંક ઉત્તર આપ્યો. હરિદાસ ચુપકીદીથી તેનો ઉત્તર સાંભળી ચાલ્યો ગયો.

—:•:—

## પ્રકરણ ૨૫ મું

—•—

### વિમળા—સરલાનો ખુની કોણ ? રામદાસ શેઠ !

એ આખી રાતમાં વીલાને ક્ષણ કાળ માટે પણ નિદ્રા આવી નહિ. તંદ્રાવસ્થા ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વપ્ન જોઇ વારંવાર તે ચમકી ઉઠવા લાગી પ્રભાતકાળે તે બિછાનાનો ત્યાગ

ફરી બગીચામાં ફુલ વીણવા ગઇ તેનું મન કેમ અસ્વસ્થ બની ગયું હતું એ તે સમજી શકતી નહોતી.

સ્હવાર થતાં તે પિતાના બિછાના નજીક જઇ બેઠી તથા મૃદુ સ્વરે તેણે કહ્યું, "બાપા! તમે ફરવા જવાના છો કે?"

"ના બ્હેન! તને કાંઇ જોઇએ છે કે?"

"હું તમને એક વાત કહેવા ઇચ્છું છું."

"શી વાત કહેવા ઇચ્છે છે? તને જે વસ્તુ જોઇતી હોય તે લાવી આપવા હુ તૈયાર છું."

"મ્હને કાંઇ જોઇતું નથી."

"ત્યારે તુ શી વાત કહેવા ઇચ્છે છે?"

"એ જ કે, હું સુખી નથી."

આ અદ્દભુત વાત સાંભળી અતિશય આશ્ચર્ય પામી પ્રાણલાલ પુત્રીના મુખ તરફ જોઇ રહ્યો. પછી મૃદુ સ્વરે તેણે પૂછ્યું, "દીકરી, તું આમ કેમ કહે છે?"

લીલાએ પિતાનો હાથ પોતાના હાથમાં લઇ, દૃષ્ટિ નીચી કરી રાખી કહ્યું, "બાપા! હું સુખી નથી! મ્હારા જીવને કાંઇ ચેન પડતુ નથી!!"

"કેમ? તને શાની ખોટ છે? તને જોઇતી વસ્તુ નથી મળતી કે?"

"મ્હને કોઈ પણ વસ્તુની ખોટ નથી; છતાં હુ સુખી નથી. મ્હારી માતાનું સ્મરણ થઈ આવતાં મ્હારો જીવ બેચેન બની જાય છે. મ્હેં મ્હારી માતાનુ મુખ કદાપિ જોયું નથી. બાપા! મ્હને મ્હારી બાની વાત કહો."

પ્રાણુલાલનું મ્હોં લાલચોળ બની ગયું. તેણે બીજી દિશા તરફ મ્હોં ફેરવી કહ્યું, "તને ત્હારી માનું નામ ઉચ્ચારવાની હું મના કરી ચુકયો છું. તું જ્યારે ઘણી ન્હાની હતી ત્યારે તે મરણ પામી હતી. હવે એ વાત યાદ કરવાથી કાંઇ ફળ નથી."

"બાપા! તમે મ્હને કોઈ વાત કહેતા નથી હજી તમે મ્હને ન્હાની સમજો છો કે? બાપા! હું જાણું છું કે, તમે પણ સુખી નથી. ઘણા દિવસથી રાત્રે તમને બિલ્કુલ ઊંઘ આવતી નથી તમે કોઈ માણસ સાથે વિશેષ હળતા મળતા નથી. જાણે કે, કોઈ છુપી વાત તમારા મનમાં ગુંચવાયા કરતી હોય એમ લાગે છે. તમારા મનની વ્યથાની એ વાત તમે મ્હને નહિ કહો કે? હું સઘળી હકીકત જાણીશ એટલે મ્હારૂં દુઃખ ઓછું થશે."

પ્રાણુલાલે થોડા સમય સુધી ચુપ રહી કંપતા કંઠે કહ્યું, "બ્હેન! હજી તું બાળક છે. એ હકીકત ત્હારે સાંભળવી ઉચિત નથી સંસારમાં સઘળાં માણસોને કાંઈ નહિ ને કાંઇ ચિંતા લાગેલી જ હોય છે."

લીલા રોષભાવ ધારણ કરી ઉઠી ઉભી થઇ બોલી, "જો તમારે મ્હને કાંઇ ન કહેવુ હોય તો મ્હને બીજા કોઇ ઠેકાણે મોકલી દ્યો. હું તમને ભારરૂપ થઈ તમારી પાસે રહેવા ઇચ્છતી નથી."

પ્રાણુલાલ ચુપકીદી ધારણ કરી થોડા સમય સુધી કન્યાના મુખ તરફ જોઇ રહ્યો. પછી તેણે ધીમા અવાજે કહ્યું, "બ્હેન! દોષ મ્હારો જ છે. મ્હેં ત્હારી સ્થિતિનો ઊંડો વિચાર કર્યો નહોતો. તને એકલીને આવી રીતે રહેતાં દુઃખ થાય છે એમાં કાંઇ નવાઈ

જેવું નથી. ત્હારૂં અંતર આટલું બધું દુખાતું હશે એમ મ્હેં ધાર્યું નહેતું. ઠીક છે, હવે હું એ સંબંધી શાન્તિથી વિચાર કરી જોઇશ. ત્યાર પછી શું કરવુ ઉચિત છે તેનો હું નિર્ણય કરીશ. કોઇ પણ રીતે થોડા વખતમા જ હુ કાંઇ ગોઠવણ કરીશ. તુ ચિંતા કરીશ નહિ. હવે જા, ઘરના કામકાજમાં ધ્યાન આપ."

લીલા કંઇ બોલ્યા સિવાય પિતા પાસેથી ઉઠી ચલી ગઇ. પ્રાણુલાલ પણ ચિંતાતુર ચિત્તે ઘરની બહાર નીકળી પડયો. તે છોટાલાલને ઘેર ગયો; પરતુ ત્યાં કોઇ હાજર નહોતું.

બીજી તરફથી આગલી રાત્રે હરિદાસ પ્રાણુલાલથી છૂટો પડી કેવી રીતે મુકામ ઉપર જઇ પહોંચ્યો તેનું પણ તેને ભાન નહોતું. તે ડાક બગલામાં ઉતર્યો હતો. ડાક બંગલો સ્ટેશનની નજીક આવેલો હતો. એ સ્થળેથી પ્રાણુલાલનો બગલો લગભગ અડધા ગઉને અંતરે હતો. એ રસ્તેથી હરિદાસ કેવી રીતે ડાકબંગલામાં પાછો ફર્યો હતો તેની તેને ખબર નહોતી.

જીવનના ભીષણ સંકટ વખતે નિહારીને મુખે જે હકીકત તેણે સાંભળી હતી એ તેને તદ્દન ખરી લાગી નહોતી. તેનો પિતા સાંહન્તા-ખૂની હોય એમ તેને લાગતુ નહોતું. જો તે ખૂની જ હોય તો પછી ટેનું પોતાનું ખુન કેવી રીતે થાય એ હરિદાસ વિચારી શકતો નહોતો.

પરતુ હવે સદેહ કરવા જેવું કાંઈ નહોતુ. પ્રાણુલાલ સઘળી છુપી હકીકત જાણુતો હતો. જે સ્રીનું ફ્રેંચ બ્રીજ ઉપર ખૂન થયું હતુ તે પોતાના પિતાની સ્રી અને પ્રાણુલાલની સાળી ન હોત તો પ્રાણુલાલ કદાપિ તેના મૃતદેહનો સત્કાર કરત નહિ એમ જ હરિદાસને લાગ્યું.

ત્યારે શું તેના પિતાએ, પોતાની આબરૂ બચાવવાના ભયથી તે દિવસે રાત્રે પોતાની પ્રથમની સ્ત્રી પાસે જઇ તેનું ખૂન કર્યું હતું ? તેણે એક નહિ પરંતુ બે ખૂન કર્યાં હતાં ! ઘણાં વર્ષ અગાઉ તેમણે પોતાની પ્રથમની સ્ત્રીના પિતાનું પણ ખૂન કર્યું હતું-પછી તેમણે પોતાની એ પ્રથમની સ્ત્રીનું ખૂન કર્યું હતું. તેમના એ મહાપાપનું પ્રાયશ્ચિત્ત પણ થઈ ચુક્યું હતું-અર્થાત્ તેમનું પણ ખૂન થયું હતુ.

એ સઘળી હકીકત જનસમાજના જાણવામાં આવે તો હરિદાસથી દુનિયામાં પોતાનું મ્હોં બતાવી શકાય તેમ નહોતું. હરિદાસની માતા વિજયા એ સઘળી હકીકત અવશ્ય જાણતી હોવી જોઇએ અને તેથી જ તેણે એ ખૂનની તપાસમાં ઉંડા ઉતરવાનો પુત્રને નિષેધ કરેલો હોવો જોઇએ. હરિદાસને હવે એમ લાગ્યું કે, તેણે આ સઘળી હકીકત ન જાણી હોત તો સારૂં થાત. તે એક ખૂનીનો પુત્ર હતો ! હવે તે જીવનમાં કદાપિ સુખ શાન્તિ મેળવી શકે તેમ નથી. તેનો પિતા બબ્બે ખુન કરી અંતે પોતે પણ માર્યો ગયો છે. એ વાતનો વિચાર કરતાં હરિદાસનું હૃદય કંપી ઉઠવા લાગ્યું !

બીજે જ દિવસે તેણે સુધાકરને સાથે લઈ પુનાથી ઉપડી જવાનો વિચાર કર્યો હતો; પરંતુ તેનાથી એમ બન્યું નહિ. સુધાકરે પુના છોડવાની ચોખ્ખી ના પાડી. બન્ને વચ્ચે એ માટે ઘણો વિવાદ સુદ્ધાં થયો. મહાકષ્ટે હરિદાસે આત્મસંયમ કરી, અતિશય વિરક્ત બની તે દિવસે જ પુનાનો પરિત્યાગ કર્યો.

ચિત્ત સ્થિર કરવાના ઉદ્દેશથી તે પ્રવાસે નીકળ્યો હતો; પરંતુ પુનાથી એક વખત ઘેર જઇ આવવું તેને ઉચિત લાગ્યું. માતા માટે તેનો પ્રાણ એટલો બધો અસ્થિર થઇ ગયો કે, તે ઘણો અધીરો થઇ ગયો. સ્ટેશને જઇ તેણે વિકટોરિયા ટર્મિનસ (મુંબાઇ)ની ટીકીટ લીધી.

ઘેર જઇ હરિદાસ સહુથી પ્રથમ તેની માતાને મળવા ગયો. હવે વિજયા પ્રથમની માફક વારંવાર રડતી ન હોતી; પરંતુ તેના શરીરનું ઘણું રૂપાંતર થઇ ગયું હતું. તેને જોતાં પ્રથમની વિજયાની એ છાયા માત્ર હોય એવો ભાસ થતો હતો.

પુત્રને એકાએક ઘેર પાછો ફરેલો જોઇ તે સહજ પણ આશ્ચર્ય પામી નહિ તથા તે કાંઇ બોલી પણ નહિ. તેણે એના મુખ તરફ ફકત એક વખત પોતાનું મ્હોં ફેરવી લીધું.

હરિદાસ પણ થોડા સમય સુધી ચુપ રહ્યો. પછી તેણે મૌનનો ભંગ કરી, ધીમા અવાજે કહ્યું, "હું સઘળી હકીકત જાણી શકયો છું."

વિજયાએ કંપતા કંઠે કહ્યું, "ભાઇ! એ વિષયમાં ઉંડા ઉતરવાની મ્હેં તને પ્રથમથી જ ના પાડી હતી."

"હા, હવે હું સમજ્યો છું મ્હેં જો પ્રથમથી ત્હારૂં કહેવું માન્યું હોત તો સારૂં થાત. હવે આ જીવનમાં કદાપિ સુખશાન્તિ મળી શકે એમ મ્હને લાગતું નથી."

બન્ને જણાં પાછાં થોડા સમય સુધી ચુપ રહ્યાં. વિજયાને ચુપ રહેલી જોઇ હરિદાસે કહ્યું, "એ સઘળી હકીકત પ્રથમ મ્હેં ધનગાવના બંગલાની સુરંગમાંથી બ્હાર નીકળી બિહારીને મુખે

સાંભળી હતી. પોતાના શેઠની આબરૂ જાળવવા માટેજ તે ખૂનની જવાબદારી પોતાને શિરે લઇ ત્યાં છુપાઇ રહ્યો છે એ હું પ્રથમ જાણતો નહોતો."

વિજયાએ કહ્યું, "પરંતુ ત્હેં મ્હારૂં કહેવું સાંભળ્યું નહિ એટલે પછી હું શું કરૂં?"

'ત્હારૂં કહેવું ખરૂં છે; પરંતુ ત્હેં જો મ્હને પ્રથમથી સંદેહમાં ન રાખ્યો હોત તો હું એ હકીકત જાણવા વિશેષ અધીરો બની જાત નહિ. મ્હારા પિતાને હું દેવતાતુલ્ય જાણતો હતો, તેમના સચ્ચરિત્રની સઘળાં માણસો પ્રશંસા કરતાં હતાં એટલે પછી તેઓ કોઇ ખોટું કામ કરે એ મ્હને અશક્ય લાગતું હતું. ત્હારી વાત ઉપરથી, ત્હારા હાવભાવ ઉપરથી સંદેહ ઉપજવાથીજ મ્હેં પોતે એ તપાસ ચલાવી હતી. હવે મ્હારા મનમાં સંદેહ જેવું કંઈ નથી."

એકાએક વિજયાએ પુત્રના મુખ તરફ જોઈ કહ્યું, 'શા ઉપરથી તું આમ કહે છે?"

માતાનો આ પ્રશ્ન સાંભળી આશ્ચર્યથી ચમકી ઉઠી હરિદાસ થોડા સમય સુધી માતાના મુખ તરફ જોઇ રહ્યો. પ્રાણલાલને મુખે તેણે જે હકીકત સાંભળી હતી તે ઉપરથી તેનો સકળ સંદેહ દૂર થઈ ગયો હતો. તેના પિતાએ પોતાની આબરૂ જાળવવા માટે પોતાની પ્રથમની કુલટા–પાપિષ્ઠા સ્ત્રીનું ખૂન કરતાં સંકોચ અનુભવ્યો ન હોતો. આમ છતાં રામદાસ શેઠનું ખૂન કોણે કર્યું હતું?

હરિદાસ મૌન ધારણ કરી થોડા વખત સુધી માતાના મુખ

તરફ જોઇ રહ્યો. પછી તેણે કહ્યું, "મ્હારી વાત ઉપર સંદેહ ઉપજવાથી જ મ્હેં તપાસ કરવા માંડી હતી. મ્હારા પિતાના કાગળપત્રો તપાસવાના હેતુથી હું ધનગાવના સમુદ્રતટ ઉપર આવેલા આપણે બંગલે ગયો હતો. ત્યાંથી મ્હને કેટલાક પત્રો અને એક ફોટો મળી આવ્યા હતા. મ્હારા પિતાએ છુપી રીતે નાશિકમાં એક બાળિકા સાથે વિવાહ કર્યો હતો—"

"ભાઇ! એ સઘળી વાત યાદ કરવાથી હવે શો લાભ છે?"

"એ વાત યાદ નહિ કરવાનો મ્હારો નિશ્ચય હોવા છતાં તે વારંવાર મ્હને યાદ આવે છે. તને એ વાત કહ્યા સિવાય મ્હને જંપ વળે તેમ નથી. એ બંગલામાં તપાસ કરતાં સુરંગને રસ્તે બ્હાર નીકળતાં બિહારી સાથે મ્હારી મુલાકાત થઇ હતી. તેણે કેવળ એક ખૂનની નહિ પરંતુ બે ખૂનની વાત કહી હતી."

"એ વાત તેણે કહેવી જોઇતી નહોતી."

"મરવાનો વખત નજીક આવેલો હોવાથી તે મ્હારી પાસે જૂઠું બોલી શકયો નહોતો. એ વખતે અમે બન્ને જણાએ જીવવાની આશા છોડી દીધી હતી. ઇશ્વરે જ દયા લાવી અમને બન્નેને બચાવ્યા છે.

"હવે બિહારીની તબિયત કેમ છે? તને કાંઇ ખબર મળી છે કે?"

"તબિયત સુધારા ઉપર છે. તે અહીં આવશે એમ કહાવ્યું છે."

"બિહારી અહીં આવે એ ઇચ્છવા યોગ્ય છે કે?"

"ના; પરંતુ તેની માએ એમ કહેવડાવ્યું છે, તેના શરીર અને ચહેરામાં થયેલા ફેરફાર ઉપરથી હવે કોઇ તેને ઓળખી શકે તેમ નથી."

"એ ઘણો નમકહલાલ નોકર છે; ઇશ્વર એનું કલ્યાણ કરશે."

"ખરૂં છે."

હરિદાસે થોડા સમય સુધી ચુપ રહ્યા પછી પાછું પૂછ્યું, "બા! તું મ્હારા પિતાના એ ગુપ્ત વિવાહની વાત જાણતી હતી કે?"

"હા."

"ત્યારે નાશિકમાં તેમણે જે ખૂન......"

વિજયા વચ્ચે બોલી ઉઠી, "હું સઘળી હકીકત જાણું છું."

"વળી જે રાતે મ્હારા પિતાનું ખૂન થયું એ રાતેજ ફેચ-બ્રીજ ઉપર એક સ્ત્રીનું ખૂન થયું હતું."

"ભાઈ! એ બધી વાત જવા દે. એ વાત આપણા સિવાય બીજું કોઇ જાણે છે?"

"હા, બિહારી જાણે છે."

"બિહારી જીવ જતાં પણ એ વાત કોઇને કહેશે નહિ."

"પ્રાણલાલ પણ એ વાત જાણે છે."

"તેઓ પણ એ વાત છુપાવી રાખશે. આપણાં માન આબરૂને ધક્કો પહોંચાડવાથી–ત્હારા પિતાનું નામ કલંકિત કરવાથી તેમને કાંઇ લાભ થાય તેમ નથી. આપણાં સુખ શાન્તિનો નાશ થયો છે. આ જીવનમાં હવે આપણે કદાપિ સુખી થઇ શકીએ તેમ નથી. એટલા માટેજ મ્હેં તને એ વિષયમાં ઊંડા ઉતરવાની ના પાડી હતી.—"

એકાએક વિજયાનો કંઠસ્વર રૂંધાઇ ગયો. તેની આંખોએ જાણે કે અંધકાર ફરી વળ્યો. જો હરિદાસે તેને ઝાલી ન લીધી

હોત તો જમીન ઉપર ગબડી પડત. હરિદાસે જોયું કે, તેની માતાને મુર્ચ્છા આવી હતી.

વિના વિલંબે હરિદાસે દાસીઓને બોલાવી. વિજયાની આંખો ઉપર તથા મ્હોં ઉપર પુષ્કળ પાણી છાંટી તેને શુધ્ધિમાં લાવવામાં આવી. તેણે આંખો ઉઘાડી મૃદુ સ્વરે દયાજનક ભાવથી કહ્યું, "ભાઈ! મ્હને થોડો વખત સુખ રહેવા દે."

હરિદાસ વખત વિચારી ત્યાંથી ઉઠી ચાલ્યો ગયો. ઘણા વખત સુધી તે પોતાના બેઠકખાનામાં બેસી રહ્યો. તેની ચિંતાનો અંત નહોતો. તે એક આપઘાતકનો પુત્ર હતો! તે ખૂનીનો છોકરો હતો!

આમ છતાં તે પોતાની બાલ્યાવસ્થાથી પિતાને દેવતાતુલ્ય સમજતો હતો. પોતાના પિતા બળબે ખૂન કરે એ હજી પણ તેનું અંતર કબૂલ કરતું નહોતું. વળી હજી તે પોતાના પિતાના ખૂનીનો પત્તો મેળવી શકયો નહોતો. પિતાનો ખૂની કોણ છે તે જાણવાનું તેનું કર્ત્તવ્ય નહોતું કે? અંતરના આવેગથી તે પોતાના મન સાથે બોલી ઉઠયો, "મ્હેં મોહનલાલનું અપમાન કરી ભુલ કરી છે. જો મ્હેં તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી તપાસનું કામ ચાલૂ રખાવ્યું હોત તો અત્યાર સુધીમાં કદાચ મ્હારા પિતાના ખૂનીનો પત્તો લાગ્યો હોત!"



## પ્રકરણ ૨૬ મું

—:૦:—

### મિત્ર સાથે ફરી મુલાકાત

હરિદાસે તત્કાળ ગાડી જોડવાનો નોકરને હુકમ કર્યો. તેણે મોહનલાલ પાસે જવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

ગાડીમાં બેઠા પછી હરિદાસના મનમાં ઘણા વિચારો આવવા લાગ્યા. તેણે વિચાર્યું, " જે સઘળી છુપી બાતમી મ્હારા જાણવામાં આવી છે તે હું મોહનલાલને કહું એ ઉચિત છે કે ? ના, જીવ જતાં પણ એ હકીકત કોઈને કહેવી જોઇએ નહિ. મોહનલાલ એ હકીકત જાણી લઇ જાહિર કરી દે તો દુનિયામાં હું કોઇને મ્હારૂં મ્હોં બતાવી શકું નહિ."

વળી પાછો થોડા વખત પછી તે વિચારવા લાગ્યો, " જો હું એને કાંઇ નહિ કહું તો પછી એ તપાસ કેવી રીતે કરશે ? એને અંધકારમાં રાખવાથી કાંઇ કામ થાય તેમ નથી."

હરિદાસની ગાડી મોહનલાલના મકાન પાસે જઇ ઉભી રહી; છતાં તે પોતાના મન સાથે કાંઇ નિશ્ચય કરી શકયો નહોતો.

હરિદાસને જોઇ મોહનલાલે તેની સ્હામા આવી કહ્યું, " તમારા જેવા શેઠની ચરણરજ આજે આ ગરીબના ઘરમાં પડી છે એ મ્હારે માટે હું પરમ સૌભાગ્યનો પ્રકાર સમજું છું."

હરિદાસે વિષાદપૂર્ણ હાસ્ય કરી કહ્યું, " ભાઇ ! તમારી સાથે થોડી વાતચિત કરવી છે."

મોહનલાલે પણ હસીને કહ્યું, " હવે તમારી કોઇ વાતમાં

ઉભા રહેવાની મ્હારી ઇચ્છા નથી. એક વખત તમે મ્હને ઝાડ ઉપર ચઢાવી નિસરણી ઉપાડી લીધી છે."

"ના–ના, મ્હારી જે ભૂલ થઈ છે એ માટે હું અંતઃકરણપૂર્વક દિલગીર છું." આમ કહી હરિદાસ મિત્રનો હાથ પકડી મકાનની અંદર ગયો.

મોહનલાલે મિત્રને પોતાના બેઠકખાનામાં બેસાડી પૂછ્યું, "કેમ, શી વાત કહેવી છે? જો કોઇ જરૂરી વાત ન હોત તો આજે તમે આ રંક મિત્રની ઝુંપડી પાવન કરત નહિ એમ હું ધારૂં છુ."

હરિદાસે ગંભીર ભાવથી કહ્યું, "પહેલાં તમને જે કામ સોંપવામાં આવ્યું હતું તે જ કામ ફરીથી સોંપવા હું આવ્યો છું."

મોહનલાલે થોડા વખત સુધી હરિદાસના મુખ તરફ જોઇ રહ્યા પછી મૃદુસ્વરે કહ્યું, "તમારો વિચાર કેમ ફેરવાયો છે એ હું જાણી શકું તેમ છું કે?"

"એમાં કોઇ ખાસ કારણ જેવું નથી. પોતાના પિતાનું ખૂન કરનાર કોણ છે એ જાણવાની ઇચ્છા કોને ન થાય?"

"પોલિસે શું કર્યું છે?"

"પોલિસ કોઇ કરી શકે એમ લાગતું નથી."

"તમે મ્હને એ વિષયની તપાસ બંધ કરવાનું કહ્યું હતું; પરંતુ વિચારો બંધ કરવાનું કહ્યું નહોતું."

"એવું કેવી રીતે કહી શકાય?"

"ત્યારે સાંભળો, એ વિષયનો મ્હેં મ્હારા મન સાથે ઘણો

વિચાર કરી જોયો છે, તથા વિચારને અંતે હું અમુક અનુમાનો કરી શક્યો છું.”

“શાં અનુમાનો કરી શક્યા છો?”

“તમે એ તપાસનું કામ મ્હને ફરીથી સોંપવા ઇચ્છો છો કે કેમ એ હું પ્રથમ જાણવા માગું છું.”

“તમને એ કામ સોંપવા માટે તો હું પ્રવાસેથી પાછો ફર્યો છું.”

“ત્યારે તમે મ્હને મૂર્ખ તો નથી સમજતાને?”

“જો એમ સમજતો હોત તો હું તમારી પાસે આવત નહિ.”

“સારી વાત છે, હવે આપણે એ વિષયનો વિચાર કરીએ; કહો જોઇએ કે, પ્રથમ આપણે શું જોયું?”

“તમે જ કહો.”

“પ્રથમ આપણે એક જ રાતે બે ખુન થયેલાં જોયાં. એક તમારા પિતાજીનું અને બીજું એક અજાણી સ્ત્રીનું. એ સ્ત્રીને કોઇ ઓળખી શક્યું નહિ. આમ છતાં એક માણસે ગાંઠના પૈસા ખરચી તેના શબદેહનો સત્કાર કર્યો.”

“એ વાત બધાં માણસો જાણે છે કે?”

“અધીરા નહિ બની જતાં તમે પ્રથમ હું કહું તે સાંભળો. આપણે જાણીએ છીએ કે, તમારા પિતાની નોટ એ સ્ત્રી પાસે હતી તથા એ સ્ત્રીની છાતીમાં તમારા પિતાનો જ છરો હતો. નોટ તથા છરાની વાત બ્હારનું કોઇ માણસ જાણતું નહિ હોવાથી એ સંબંધી તમારે ફિકર કરવાની જરૂર નથી. આ જે હકીકત આપણે જાણીએ છીએ તે ઉપરથી એ સિહારીનું જ કામ હોય એમ

લાગે છે, કારણ કે બિહારી ગૂમ થઈ ગયો છે. આમ છતાં મ્હારી ધારણા ઉલટી છે. જે માણસ ખૂન કરવા ગયો હોય તે એ સ્ત્રીને નોટ શા માટે આપે? જેણે એ સ્ત્રીને નોટ આપી છે તેણે ખૂન નથી કર્યું એમજ હું ધારૂં છું. ત્યારે હવે આપણે શું સમજવું?"

"તમે શું કહો છો એ હુ સમજી શકતો નથી."

"હું આજ સુધી એમ ધારતો હતો કે, તમારા ભેજામાં થોડી ઘણી બુદ્ધિ છે, પરંતુ મ્હારી એ ધારણા આજે ખોટી જણાય છે. આપણે એમ સમજવું જોઇએ કે, ખૂનની રાતે ત્રણ માણસો એ સ્ત્રી પાસે ગયા હતા. તેઓમાંથી એકે તેને નોટ આપી હતી; પરંતુ જેણે નોટ આપી તેણે ખૂન કર્યું નથી. પછી રહ્યા બે માણસો."

"ત્યારે તમે એમ કહેવા ઇચ્છો છો કે,—"

વચ્ચે જ મોહનલાલ બોલી ઉઠયો, ' હમણાં હું પાકે પાયે કાંઈ કહી શકતો નથી; છતાં વિચારોને અંતે મ્હેં જે અનુમાનો બાંધ્યાં છે તે હું તમને કહું છું. એ બધી વાત પછી થશે. તમે મ્હને જે કહેવા આવ્યા હો તે હું પ્રથમ સાંભળી લેવા ઇચ્છું છું."

હરિદાસ આ વાકયના ઉત્તરમાં એકાએક કાંઇ કહી શકયો નહિ। તે થોડા સમય સુધી ચુપ બેસી રહ્યો. તે જે કાંઈ જાણી શકયો હતો તે મોહનલાલને કહેવું કે નહિ એ વિષયની ગડમથલ તેના મનમાં ચાલી રહી હતી.

હરિદાસને ચુપ રહેલો જોઈ મોહનલાલે કહ્યું, "તમે શો વિચાર કરો છો એ હું સમજી શકયો છું."

હરિદાસે ચમકી ઉઠી, મિત્રના મુખ તરફ જોઇ પુછ્યું, “શું સમજી શકયા છો?”

મોહનલાલે ગંભીર ભાવથી કહ્યું, “ તમે એમ વિચારો છો કે, તમારા પિતાએ એ સ્ત્રીનું ખૂન કર્યું છે—”

“આવી વાત તમને કોણે કહી?”

“કોઈએ કહી નથી. મ્હારી બુધ્ધિ દોડાવી હું એમ સમજી શકું છું; છતાં—”

“છતાં શું?”

“એજ કે, મ્હારા ધારવા પ્રમાણે તમારા પિતાએ એ સ્ત્રીનું ખૂન કર્યું નથી.”

“ત્યારે કોણે કર્યું છે!”

“એ વિષયની ચર્ચા આપણે પછી કરીશું જો તમારા પિતાએ એ સ્ત્રીનું ખૂન કર્યું હોત તો એ રાતે તેમનું ખૂન થાત નહિ. હું એમ ધારૂ છું કે, એ સ્ત્રીની ચીઠ્ઠી મળતાંની સાથે જ તમારા પિતા તેને ઘેર ગયા હતા—”

“પછી?”

“અધીરા ન બની જાઓ. તેઓ ત્યાં ગયા હતા એટલે તેમણે જ તેનું ખૂન કર્યું હતું એમ માની શકાય નહિ. હું કેવળ મ્હારાં અનુમાન જણાવું છુ. એ રાતે એ સ્ત્રી પાસે ત્રણ માણસો ગયા હતા. એ ત્રણે માણસોમાં એક તમારા પિતા અને બીજો બિહારી હતો એમ આપણે માની લઇએ; પરંતુ ત્રીજો માણસ કોણ હોવો જોઇએ એ તમે કહી શકો છો?”

“ હું કેવી રીતે કહી શકું?’

“એ વાતમાં વિશેષ ગુંચવાડો નથી. એ સ્ત્રીને મુંબાઇ

શહેરમાં કોઈ ઓળખતું નહોતું. કેવળ તમારા પિતા, બિહારી અને પ્રાણલાલ જ તેને ઓળખતા હતા."

"ખરી વાત છે; પ્રાણલાલ એને ઓળખતા હતા."

"ભાઈ! મ્હને એમ લાગે છે કે, તમે ઘણી હકીકત જાણો છો. જો એ હકીકત મ્હને કહેશો તો તપાસનું કામ સુગમ થશે."

"હું શું કહું!"

"તમે જે સઘળી હકીકત જાણી શક્યા છો તે."

હરિદાસે કેટલીક ક્ષણ સુધી ચુપ રહ્યા પછી કહ્યું, "હું વિશેષ કંઈ જાણી શક્યો નથી."

"ત્યારે તમે શા માટે મ્હારી પાસે આવ્યા છો?"

"મ્હારા આગમનનો હેતુ હું તમને પ્રથમથી જ જણાવી ચુક્યો છું. મ્હારી માન્યતા પણ તમારા જેવી જ છે."

"એટલે?"

"એટલે એ જ કે, પિતાએ ખૂન કર્યું નથી."

"શા ઉપરથી તમે એમ કહો છો?"

"તમે હમણાં જે હકીકત કહી છે તે ઉપરથી."

મોહનલાલે હરિદાસના મુખ તરફ જોઇ રહી કહ્યું, "તમે આ વિષયની તપાસ કરવાની મ્હને ના કહી હતી."

"હા. પરંતુ મ્હારી એ ભૂલ હું હવે સમજી શકું છું. તમે તપાસ ચાલૂ રાખી હોત તો કદાચ આટલા દિવસમાં ખરી વાત આપણે જાણી શક્યા હોત."

"મ્હારી પણ એવી જ ધારણા છે. મ્હારી પ્રાથમિક તપાસમાં

અમુક મહત્વનું સૂત્ર શોધી કાઢયું હતું, છતાં તમે ના પાડીને બધું કામ બગાડયું."

"મ્હારી ભૂલ હું સમજી શકું છું."

"ત્યારે તમે મ્હને આ વિષયનું કામ સોંપવા જ ઇચ્છો છો?"

"હા, આ વખતે હું દઢ નિશ્ચય ઉપર છું."

"તપાસના કામમાં ખરચપત્ર થવાનો સંભવ છે. મ્હારી પૈસા સંબંધીની હાલત કેવી છે એ તમારાથી અજાણ્યું નથી."

"જેટલું ખરચ થશે તેટલું હું આપીશ."

"ઠીક, સારી વાત છે. તમે જે કાંઈ જાણી શકયા છો તે મ્હને નહિ કહો કે?"

"હું વિશેષ કાંઇ જાણતો નથી."

"ખોટી વાત છે. તમારે એ હકીકત કહેવી નથી એમજ હું માની લઉં છું. તે સાથે એમ પણ કહું છું કે, એ સ્ત્રીનું ખૂન તમારા પિતાએ કર્યું છે એમજ તમને લાગે છે; છતાં તપાસને અંતે હું ખાત્રી કરી આપીશ કે, તેમણે ખૂન કર્યું નથી."

હરિદાસે વ્યાકુળ ભાવથી પૂછ્યું, "ત્યારે ખૂન કોણે કર્યું?"

"પહેલાં હું એમ ધારતો હતો કે, ભિખારીએ જ તમારા પિતાનું અને એ સ્ત્રીનું ખુન કર્યું છે; પરંતુ મ્હારી એ ધારણા બદલાઈ ગઇ છે."

"ખરી વાત છે; ભિખારી નિર્દોષ છે."

મોહનલાલે એકાગ્ર દષ્ટિથી હરિદાસના મુખ તરફ જોઈ રહી કહ્યું, "જ્યારે તમારા પિતાએ તથા બિહારીએ ખૂન કર્યું નથી ત્યારે પછી પ્રાણલાલે કર્યું છે કે ?"

પગ પાસે એકાએક કાળસર્પ જોવામાં આવતાં માણસની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ હરિદાસની થઇ. તેણે કહ્યું, "ના–ના, એ તદ્દન અશક્ય વાત છે."

મોહનલાલે મૃદુસ્વરે પૂછ્યું, "શા ઉપરથી અશક્ય વાત છે ?"

"તે દિવસે પ્રાણલાલ મુંબાઈમાં હતા જ નહિ."

"એ વાત તમે કેવી રીતે જાણી શક્યા ?"

"બીજે દિવસે રેલ્વે ટ્રેઇનમાં તેમણે મ્હારી સાથે મુસાફરી કરી હતી તથા તેઓ બ્હાર ગામથી મુંબઈ આવ્યા હતા."

આ વાત સાંભળી મોહનલાલ સહજ ચિંતાતુર બની ગયો. પછી તેણે પૂછ્યું, "તેઓ ક્યાંથી ટ્રેનમાં બેઠા હતા ?"

"પોતે ભુસાવલથી આવે છે એમ તેમણે કહ્યું હતું."

"પરંતુ તમે ટ્રેનમાં કયા સ્ટેશનેથી તેમને જોયા હતા ?"

"નાશિક છોડયા પછી."

"ઠીક છે!"

બન્ને પાછા થોડો વખત ચુપ રહ્યા. મોહનલાલે પૂછ્યું, "તમે આ તપાસનું કામ મ્હને ચોક્કસ રીતે સોંપવા ઇચ્છો છો કે હજી તમારૂં મન ડગમગતું છે ?"

"એ કામ તમને સોંપવાનો દઢ નિશ્ચય કરી હું તમારી પાસે આવ્યો છું."

"સારૂં, હું એ કામ ઉપાડી લઉં છું. ગુપ્તદૂતની વિદ્યાનું મ્હને થોડું જ્ઞાન છે એમ હું ધારૂં છું. હવે તમારી પાસેથી મ્હને બે વસ્તુ જોઇએ."

"શી શી ?"

"પ્રથમ પાંચસો રૂપિયા."

"ઘેર જઇને તરત જ હું તમને એ રકમ મોકલી આપીશ."

"ઠીક, ત્રણ માણસોની મ્હને છબી જોઇએ."

"કોની કોની ?"

"એક તમારા પિતાજીની, એક બિહારીની અને એક પ્રાણલાલની."

"પિતાજીની તથા બિહારીની છબી હું રૂપિયા સાથે જ મોકલી આપીશ; પરંતુ પ્રાણલાલની છબી મેળવવાનું કામ કઠિન છે."

"કોઇ પણ રીતે તેમની છબી મેળવવી જોઇએ."

"હમણાં તેઓ પુને છે."

"ત્યારે ત્યાં જઇને છબી મેળવવી જોઇએ."

"મ્હેં આવતી કાલે જ પુને જવાનો વિચાર રાખ્યો છે."

"કદાચ રસ્તે મ્હારી સાથે તમારી મુલાકાત થશે. હવે તમે જાઓ; મ્હને વિચાર કરવા દો. રૂપિયા અને છબીઓ જલ્દી પહોંચાડજો."

"ઠીક." કહી હરિદાસ મોહનલાલ પાસેથી વિદાય થયો.

—o—

## પ્રકરણ ૨૭ મું

—:o:—

## ભેદ ભરેલી વીંટી

હરિદાસ જ્યારે તેના મિત્ર મોહનલાલ પાસે બેસી વાતચિત કરતો હતો ત્યારે એક માણસે ચુપકીદીથી રામદાસ શેઠના બંગલામાં પ્રવેશ કર્યો. એ માણસનું શરીર હાડપિંજર જેવું દેખાતું હતું. તેના મુખ ઉપર લાંબી દાઢી હતી. બંગલાનાં દાસદાસીઓ એ આવનાર માણસને ઓળખી શક્યાં નહિ. એ માણસે એક દાસીને વિવિધ પ્રકારે સમજાવી તેની માર્ફત એક પત્ર શેઠાણી વિજયા પાસે મોકલ્યો. થોડા વખત પછી દાસીએ પાછી આવી કહ્યું, "ચાલો, મ્હારી સાથે"

દાસીએ એ માણસને બંગલામાં લઇ જઈ એક ઓરડો બતાવી કહ્યું, "આ ઓરડામાં બાસાહેબ છે." આમ કહી દાસી ચાલી ગઇ.

એ માણસે ઓરડામાં પ્રવેશ કર્યો એટલે વિજયાએ અત્યંત વિસ્મિત બની જઈ કહ્યું, "કોણ બિહારી?! ત્હારા! ચહેરામાં એટલો બધો ફેરફાર થયો છે કે હવે તને ઓળખી શકાય તેમ નથી!"

બિહારીએ કંપતા કંઠે કહ્યું, "બા સાહેબ! ઇશ્વર જે કરે છે તે સારૂંજ કરે છે. બીમારી ભોગવી હું આવો થઇ ગયો છું. હવે મ્હને કોઈ ઓળખી શકે તેમ નથી; જો ઓળખી શકાય તેમ હોત તો અત્યાર સુધીમાં પોલિસે મ્હને ક્યારનોય પકડ્યો હોત."

પરંતુ તું અહી આવ્યો એ ત્હેં સારૂં કર્યું છે કે? હરિ-દાસ હમણાં અહી છે. તેનું દુઃખ હું જોઈ શકતી નથી! તું અહીં આવ્યો એ ત્હેં ઠીક કર્યું નથી. ન કરે નારાયણ ને જો કદાચ પોલિસ તને ઓળખી કાઢે તો શું થાય!"

ભિખારીએ ચિંતામિશ્રિત હાસ્ય કરી કહ્યું, "મ્હારી સ્થિતિમાં મ્હને કોઇ ઓળખી શકે તેમ નથી."

"પરંતુ ત્હારે માટે ત્યાં જ રહેવું સરૂં હતું. આવા દુર્બળ શરીરે દુઃખ વેઠી શા માટે અહી આવ્યો છે?"

"ખાસ કારણ ન હોત તો હું ન આવત. મ્હેં એક સ્વપ્ન જોયું છે."

વિજયા વિસ્મિત બની બોલી ઉઠી, "સ્વપ્ન! કેવું સ્વપ્ન જોયું છે?"

"મ્હેં એક મરી ગયેલી સ્રીના હાથ ઉપર એક વીંટી જોઈ છે."

"ઠીક પછી—"

"એ વીંટી ઘણાં વર્ષ પહેલાં શેઠ સાહેબે નાશિકમાં ખરીદી હતી."

"એ હું પણ જાણું છું.'

"તેમણે એક જ જાતની બે વીંટીઓ ખરીદી હતી. એક વીંટી નાશિકમાં તેમણે જેની સાથે વિવાહ કર્યો હતો તેને આપી હતી તથા બીજી વીંટી તેઓ પોતે પહેરતા હતા."

"એ વાત પણ હું જાણું છું."

"તમે જાણો છો?!"

"હા જાણું છું; એ વીંટી તેમના કબાટના ખાનામાં હતી;

મ્હેં તે લઇ છુપાવી રાખી છે. મ્હેં સાંભળ્યું હતું કે, બરાબર એવી જ એક વીંટી પેલી મરી ગયેલી સ્ત્રીના હાથ ઉપર હતી. પાછળથી કાંઇ ખટપટ જાગશે એવા ભયથી તે દિવસે જ મ્હેં શેઠની વીંટી લઇ છુપાવી રાખી હતી."

"એ વીંટી ક્યાં છે?"

"ત્હારે તે જોવી છે?"

"હા, હું હમણાં જ એ વીંટી જોવા ઇચ્છું છું."

"વિજયાએ એક ન્હાની પેટીમાંથી વીંટી બ્હાર કાઢી બિહારીના હાથમાં આપી. તે જોઇ બિહારીએ સ્વગત વિચાર્યું, "એ વીંટીઓ દેખાવમાં સરખી હોવા છતાં સ્વપ્નમાં મ્હેં જે વીંટી જોઇ છે તેના પાછલા ભાગમાં થોડો ફર્ક છે, અને તેથી જ મ્હને એમ લાગે છે કે, જે સ્ત્રીનું ફ્રેંચપણી જ ઉપર ખૂન થયું છે એ શેઠની પ્રથમની સ્ત્રી હોવી જોઇએ નહિ. ત્યારે એ સ્ત્રી કોણ હશે?"

આવો વિચાર કરતાં બિહારીનું મસ્તક ભમવા લાગ્યું. તેને પોતાની ચારે તરફ અંધકાર દેખાવા લાગ્યો. તેનો ભાવ જોઇ વિજયાએ ભયભીત બની પૂછ્યું, "બિહારી, એકાએક પાછી ત્હારી તબિયત બગડી છે કે શું?"

બિહારીએ કહ્યું. "ના–ના, મ્હને કાંઇ નથી થયું. બા સાહેબ! હું હવે જાઉં છું."

"આવા દુર્બળ શરીરે તું ક્યાં જાય છે?"

"સ્વપ્નમાં જે વીંટી મ્હારા જોવામાં આવી છે તેની પૂરતી તપાસ કર્યાં સિવાય મ્હારૂં ચિત્ત સ્થિર થાય તેમ નથી."

"એ વિષયની તપાસ તું કેવી રીતે કરી શકીશ ?"

"આપના આ પ્રશ્નનો ઉત્તર હું પછી આપીશ."

વિજયા બિહારીનો આ ઉત્તર સાંભળી ઘણું આશ્ચર્ય પામી; પરંતુ તે કાંઇ બોલી નહિ. બિહારી પણ વિશેષ કાંઇ કહ્યા સિવાય શેઠના બંગલામાંથી ચાલ્યો ગયો. તેણે બંગલાની બ્હાર નીકળી પડી એક ઘણું સાહસિક કામ કર્યું. તે સીધો પોલિસ ઑફિસે જઇ પહોંચ્યો. તેના સદ્ભાગ્યે ત્યાં કોઇ તેને ઓળખી શક્યું નહિ. તેણે ઇન્સપેક્ટર પાસે ખડા થઇ કહ્યું, "હું બ્હારગામ હતો. ફ્રેંચબ્રીજ ઉપર એક સ્ત્રીનું ખૂન થયાની વાત આજે જ મ્હેં મુંબાઇ આવી સાંભળી છે. મ્હારી ઓળખીતી એક સ્ત્રી ઘણા દિવસથી ગૂમ થયેલી છે. તપાસ કરવા છતાં હું તેનો કાંઇ પત્તો મેળવી શક્યો નથી. એના હાથ ઉપર એક વીંટી હતી."

"જે સ્ત્રીનું ખૂન થયું છે તેના હાથ ઉપર પણ એક વીંટી હતી." ઇન્સ્પેક્ટરે કહ્યું.

"મહેરબાની કરી એ વીંટી આપ મ્હને બતાવી શકશો કે ?"

"અવશ્ય બતાવી શકીશ."

ઇન્સ્પેક્ટરે એક નોકરને એ વીંટી લઇ આવવાનો હુકમ કર્યો. બિહારી ચુપકીદીથી એક ખુરસી ઉપર બેસી રહ્યો. એવામાં બીજા એક ઇન્સ્પેક્ટરે ત્યાં આવી કહ્યું, "રાવ બહાદુર રામદાસ શેઠના ખુનીનો પતો લાગ્યો છે."

બીજા ઇન્સ્પેક્ટરે કહ્યું, "કોનો, બિહારીનો કે ?"

"હા એ રામદાસ શેઠના ધનગાવમાં દરિયા કિનારે આવેલા પડતર બંગલામાં છુપાઇ રહ્યો હતો. હાલમાં તે મુંબાઇ આવેલો

છે. મુંબાઇમાં તે ક્યાં છુપાઇ રહ્યો છે એ હજી સુધી જાણી શક્યા નથી."

બન્ને ઇન્સપેક્ટરોની આ વાતચિત સાંભળી બિહારીની સ્થિતિ કેવી થઇ તેનું વર્ણન અમારાથી થઇ શકે તેમ નથી. તેનું હૃદય ઘણા જોરથી ધબકવા લાગ્યું. મહામુસિબતે તે આત્મસંયમ કરી બેસી રહ્યો. એવામાં એક નોકરે વીંટી લઇ આવી ઇન્સપેક્ટરના હાથમાં આપી. તેણે બિહારી તરફ જોઇ કહ્યું, " જુઓ, તમે કહો છો તે આ વીંટી છે કે?"

બિહારીએ એ વીંટી પોતાના હાથમાં લઇ, તપાસીને કહ્યું, " ના, આ વીંટી."

પછી મહામુસિબતે પોતાના મનનો ભાવ છુપાવી તે પોલિસ સ્ટેશનની બ્હાર નીકળી પડ્યો. બ્હાર નીકળી તેણે ઝડપથી એક ભાડુતી વિક્ટોરિયામાં બેસી કોચમૅનને બોરીબંદરે હાંકી જવાની સૂચના કરી. વિક્ટોરિયા ઝડપથી સ્ટેશન તરફ જવા લાગી.

બીજે દિવસે બિહારી નાશિક જઈ પહોંચ્યો. નાશિકના જે ઝવેરીની દુકાનેથી રામદાસ શેઠે વીંટી ખરીદી હતી એ ઝવેરીને બિહારી ઓળખતો હતો. તે એ ઝવેરીની દુકાને જઇ પહોંચ્યો તો પહેલાંનો ઝવેરી મરી ગયેલો હોઇ હાલમાં તેનો દીકરો દુકાન ચલાવે છે એવી ખબર તેને મળી. બિહારીએ ઝવેરીના દીકરાને મળી કહ્યું, " ઘણા વર્ષ ઉપર મુંબાઇના સુવિખ્યાત રામદાસ નામના શેઠે આ વીંટી આપની દુકાનેથી ખરીદી હતી.

ઝવેરીએ વીંટી હાથમાં લઇ કહ્યું, " ખરૂં છે, આ વીંટી

અમારી દુકાનમાં જ તૈયાર થયેલી છે. તમે કેટલાં વર્ષ ઉપરની વાત કરો છો?"

"ઘણાં વર્ષ ઉપર બીજા કોઇ માણસે આવી વીંટી આપની દુકાનેથી ખરીદી હતી કે?"

ઝવેરીએ એક મ્હોટી હિસાબની ચોપડી તપાસી કહ્યું, "રામદાસ શેઠની આજ્ઞાથી આવી બે વીંટીઓ તૈયાર કરવામાં આવી હતી; જુઓ, આ હિસાબની ચોપડીમાં ઑર્ડર નોંધેલો છે. આ લગભગ ત્રીસ વર્ષ ઉપરની વાત છે."

"હા, ખરૂં છે. બીજા કોઇ માણસ માટે આપે એવી વીંટી તૈયાર કરી હતી કે?"

"હા, પરંતુ તેના પાછલા ભાગમાં થોડો ફરક હતો."

"એ વીંટી આપે કોને તૈયાર કરી આપી હતી?"

"એ વીંટી તૈયાર કર્યાંને પણ ઘણાં વર્ષ થઇ ગયાં છે. આપને એવી વીંટી જોઇએ છે કે?"

"હા, મ્હને બરાબર એ જ નમુનાની વીંટી જોઇએ છે."

ઝવેરીએ પોતાની દુકાનમાં કામ કરતા એક વૃધ્ધને બોલાવ્યો તથા કહ્યું, "ઘણાં વર્ષ પહેલાં મુંબાઇના રામદાસ શેઠને આપણે બે વીંટીઓ વેચી હતી. આ ભાઇને એવી જ એક વીંટી જોઇએ છે. નોંધની ચોપડીમાં કાંઇ લખેલું છે કે?"

વૃધ્ધે કહ્યું, "નોંધની ચોપડીમાં એ સંબંધીની સઘળી હકીકત લખેલી હોવીજ જોઇએ. હું તપાસ કરૂં છું."

આમ કહી વૃધ્ધ પોતાની બેસવાની રૂમમાં ગયો. પાંચ મિનીટમાં જ તેણે હાથમાં એક મ્હોટી ચોપડી લઇ પોતાના શેઠ

પાસે આવી કહ્યું, "જુઓ, આ નોંધની ચોપડીમાં એ વીટી સંબંધીની સઘળી હકીકત લખેલી છે."

બિહારીએ પૂછ્યું, "બરાબર એજ નમુનાની વીંટી ખરીદવા બીજું કોઈ માણસ આપની દુકાને આવ્યું હતું કે?"

"હા, એક વર્ષ પહેલાં એક સ્ત્રી એવીજ વીંટી ખરીદવા માટે અમારી દુકાને આવી હતી; પરંતુ એ વખતે દુકાનમાં કામકાજની ઘણી ધમાલ હોવાથી અમે એને બરાબર એવી જ વીંટી તૈયાર કરી આપી શકયા નહોતા. લગભગ આ વીંટીના નમુનાને મળતી એક વીંટી તૈયાર હોઇ તેણી આનાકાની કર્યા પછી એ સ્ત્રીએ વીંટી લઇ ગઇ હતી.

બિહારીએ વિજયા પાસેથી મેળવેલી વીંટી ખીસ્સામાંથી બ્હાર કાઢીએ વૃધ્ધને બતાવી કહ્યું, "એ સ્ત્રી જે વીંટી ખરીદી ગઇ હતી તે જ આ છે ને?"

વૃધ્ધે વીંટી લક્ષ્યપૂર્વક તપાસીને કહ્યું, "ના, આ વીંટી નથી. એ વીંટીની નીચે આવો દાગ નહોતો. આ વીંટી રામદાસ શેઠ માટે તૈયાર કરેલી હોઇ તમને તેમની પાસેથી મળી હોય એમ લાગે છે."

"પાછળથી અર્થાત્ એક વર્ષ પહેલાં જે સ્ત્રી આપની દુકાનેથી વીંટી ખરીદી ગઇ હતી તેનો ચહેરો કેવો હતો એ આપ કહી શકશો કે?"

"ના, એ બરાબર યાદ નથી. વળી એ સ્ત્રી પાલખીમાં બેસીને આવી હતી. પાલખીમાં બેઠે બેઠે તેણે વીંટી ખરીદી હતી. અમે કોઇએ તેનો ચહેરો બરાબર જોયો નહોતો; આમ

છતાં તેણે અમને જે વાત કહી હતી તે ઉપરથી કદાચ આપ એને ઓળખી શકશો."

બિહારીએ અધીરતાથી કહ્યું, "તેણે શી વાત કહી હતી?"

"તેણે એમ કહ્યું હતું કે, રામદાસ શેઠ માટે અમે જે બે વીંટીઓ તૈયાર કરી હતી તેમાંની એક વીંટી શેઠે તેને આપી હતી."

"ત્યારે પછી એ જ નમુનાની બીજી વીંટીની તેને શી જરૂર હતી એ આપે પૂછ્યું હતું કે?"

"ના, એ વાત યાદ નથી; છતાં મ્હારા ધારવા પ્રમાણે એ વીંટી ખોવાઈ ગઈ છે એમ તેણે કહ્યું હતું."

પોતાની વાતચિતથી ઝવેરીને તથા તેના વૃદ્ધ નોકરને હવે કંટાળો ઉપજતો જોઇ બિહારી થોડી ક્ષણ ચુપ રહ્યો. ઝવેરીએ વિરક્ત સ્વરે કહ્યું, "આપ ખબર મેળવવા આવ્યા છો કે વીંટી ખરીદવા?"

અલ્પ ક્ષણ વિચાર કરી બિહારીએ કહ્યું, "મ્હને વીંટીની પણ જરૂર છે. આજે મ્હને વિશેષ અવકાશ નહિ હોવાથી હું અવકાશે આપની દુકાને આવી વીંટી લઇ જઇશ."

વિશેષ કાંઈ નહિ બોલતા બિહારી દુકાનનો ત્યાગ કરી ઝડપથી ચાલી નીકળ્યો. તેણે રસ્તે જતાં જતાં વિચાર્યું, "શેઠે ખરીદેલી વીંટીના જેવી જ વીંટી જે સ્ત્રીએ ખરીદી છે એ સ્ત્રી કોણ હશે? એ સરલા હશે કે? તેની સાથે જ શેઠે વિવાહ કર્યો હશે! જો એમજ હોય તો શેઠે આપેલી વીંટી સરલાએ ગૂમાવી કેવી રીતે?"

બિહારી ચિંતાતુર ચિત્તે ઘર તરફ પાછો ફર્યો.

---

# પ્રકરણ ૨૮ મું

—:o:—

## 'તમે લીલાવતીને પસંદ કરી છે કે?'

મોહનલાલને મળી આવ્યા પછી તેજ દિવસે હરિદાસ પાછો પુને ઉપડી ગયો. ચિંતાની વિશેષતાથી તે લીલાવતીને લગભગ ભૂલી ગયો હતો; પરંતુ પ્રેયસીનું પુનર્દર્શન થતાં તેની મનમોહન પ્રતિમા હરિદાસના અંતરપટ ઉપર વિશેષ પરિસ્ફુટ થઈ. લીલાવતીની સાથે વિવાહ કરવા હરિદાસ ઘણો વ્યાકુળ બની ગયો હતો. પરંતુ પ્રાણલાલનો તથા તેના કુળનો હરિદાસને વિશેષ પરિચય નહોતો. આથીજ પોતાની પ્રબળ વાસના તેને દબાવી રાખવી પડી હતી મોહનલાલે હરિદાસ પાસે પ્રાણલાલની છબી માગી હતી; હરિદાસનો પુનઃ પુને આવવામાં એ છબી મેળવવાનો પણ હેતુ હતો. વળી પ્રેયસીનું દર્શન કરવા પણ તેનું મન તલપી રહ્યું હતું.

હરિદાસ પ્રાણલાલના બંગલા નજીક જઇ પહોંચ્યો એટલે તેણે પ્રાણલાલને ચિંતાતુર મુખે બાગમાં ફરતો જોયો. પોતાને એકાએક પાછો આવેલો જોઇ પ્રાણલાલ આશ્ચર્યચકિત બની જશે એવી હરિદાસની ધારણા હતી; પરંતુ પ્રત્યક્ષ દર્શન થતાં તેની એ ધારણા ખોટી ઠરી. પ્રાણલાલે સહજ પણ વિસ્મિત ભાવ દર્શાવ્યો નહિ. ઉલટું હરિદાસને જોઈ તેણે કહ્યું, "તમે પાછા આવશો એમ હું જાણતોજ હતો."

હરિદાસે આશ્ચર્ય પામી પુછયું, "તમે શા ઉપરથી એમ જાણ્યું હતું?"

પ્રાણુલાલે મૃદુ હાસ્ય કરી કહ્યું, "તમે મ્હારી છબી લેવા આવ્યા છો?"

હરિદાસે વિશેષ આશ્ચર્ય પામી કહ્યું, "શા ઉપરથી તમે આમ કહો છો?"

"તમારા મિત્રના વ્યવહાર ઉપરથી. મ્હારી છબી મેળવવા માટે તમારા મિત્રે અહીંની પોલીસને ટેલીગ્રાફ કર્યો છે. પોલિસ અમલદાર મ્હારી છબી મેળવવા આવ્યો હતો. હુંજ ખૂની છું એમ તમારા મિત્રની માન્યતા હોય એવું મ્હારૂં ધારવું છે."

"ના-ના, તમે એવી કુશંકાને તમારા મનમાં સ્થાન આપશો નહિ."

"તમે એવા મૂર્ખ માણસને તપાસનું કામ શા માટે સોંપ્યું છે? એના પરિણામે તમારા પિતાનું તેમજ તમારૂં નામ કલંકિત થયા સિવાય રહેશે નહિ. જે કાંઈ બન્યું છે તે ભૂલી જવામાંજ તમારૂં કલ્યાણ છે ખૂન કોણે કર્યું છે એ સહુ જાણે છે."

"મ્હેં કાંઈ તપાસ કરવાનું કામ મોહનલાલને સોંપ્યું નથી."

"જો ન સોંપ્યું હોય તો વિના કારણ તે પોતાનું કામ બગાડી રખડપટ્ટી કરે નહિ. જવા દ્યો એ વાત. હું જે કાંઈ કહું છું તે તમારા ભલાને માટે કહું છું. તમે આવ્યા છો એ સારૂં કર્યું છે. મ્હારે તમારી સાથે થોડી વાતચિત કરવી છે."

"શી વાત કરવી છે?"

થોડી ક્ષણ ચુપ રહ્યા પછી પ્રાણુલાલે કહ્યું, "તમે મ્હારી પુત્રી લીલાવતીને પસંદ કરી છે—"

હરિદાસે શરમાઇ જઈ કહ્યું, "હું—હું—"

પ્રાણલાલે ગંભીર ભાવ ધારણ કરી કહ્યું, "એ હું મ્હારૂં તથા મ્હારી પુત્રીનું પરમ સૌભાગ્ય સમજું છું મ્હારી કન્યા માટે તમારા જેવો સુયોગ્ય વર મ્હને બીજો મળી શકે તેમ નથી."

હરિદાસે કહ્યું, "તમે બધું જાણો છો છતાં—"

પ્રાણલાલ વચ્ચેજ બેલી ઉઠયો, "તમારી ધારણા ભૂલ ભરેલી છે. તમારા પિતાએ જે કાંઈ કર્યું છે તેને માટે તમે જવાબદાર નથી. વળી એ ગુપ્ત વાત મ્હારા અને તમારા સિવાય બીજું કોઈ જાણતું નથી. એ વિષયની ચર્ચા કરવાથી શો લાભ છે? મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે મનુષ્ય ભૂલ ન કરે તો તેનામાં અને દેવતામાં ફેર શો? વળી તમારા પિતાની ભૂલ માટે તમને દોષિત નજ ગણી શકાય. હવે કહો જોઇએ કે, તમે મ્હારી પુત્રી સાથે વિવાહ કરવા રાજી છો કે કેમ? તમે જાણતા હશો કે, ઈશ્વર કૃપાથી મ્હારી પાસે પણ પાંચ પૈસાનો જીવ છે. લીલાવતી સિવાય સંસારમાં મ્હારૂં કોઈ નથી. લીલાજ મ્હારૂં સર્વથા સર્વસ્વ છે. તમે લીલા સાથે વિવાહ કરવા રાજી હશો તો મ્હારૂં જે કાંઈ છે તે તમારૂં થશે."

પ્રાણલાલને મુખે આ સઘળી વાત સાંભળવાની હરિદાસે બિલકુલ આશા રાખી ન હોતી. શો ઉત્તર આપવો એ સમજી નહિ શકાવાથી તે થોડા સમય સુધી ચુપ રહ્યો. પછી તેણે કહ્યું, "તમે સઘળી ગુપ્ત વાત તમારી કન્યાને કહી છે કે?"

પ્રાણલાલે મૃદુ હાસ્ય કરી કહ્યું, 'હું કાંઇ ગાંડો નથી થઈ ગયો. આ વાત એને કહેવાથી શો લાભ હતો? હું જાણું

છું કે, હવે હું વિશેષ દિવસ જીવવાનો નથી. પછી એ ગુપ્ત વાત તમારા સિવાય બીજું કોઈ જાણતું નહિ હોય."

હરિદાસે ચિંતાતુર મુખે કહ્યું, "હું તમને ખરૂં કહું છું કે, મ્હારા પિતાએ એ બે ખૂન કર્યાં હોય એમ હું માની શકતો નથી. કેટલીક વખતે દુનિયામાં એવા અદ્દભુત બનાવો બને છે કે, જેનું ખૂન થયેલું ધારવામાં આવે છે એ માણસ અમુક કાળને અંતરે જીવતું નજરે પડે છે."

માણેકલાલે ગંભીર ભાવથી કહ્યું, "આ બનાવમાં એવું કાંઇ નથી. જે કાંઇ નજરે જોવામાં આવ્યું છે તેને ખોટું કેવી રીતે માની શકાય?"

હરિદાસ કાંઇ ઉત્તર નહિ આપતાં થોડા સમય સુધી ચુપકીદીથી ઉભો રહ્યો. માણેકલાલે અનેક વાતો કહી પોતાની કન્યા સાથે વિવાહ કરવા માટે તેને લોભાવવા લાગ્યો. હરિદાસ પોતાના મન સાથે વિચારવા લાગ્યો, "હું ખૂનીનો પુત્ર છું એમ જાણવા છતાં મ્હને પોતાનો જમાઇ બનાવવાની તેની આવી ઉત્કટ ઈચ્છા કેમ છે?"

હરિદાસે કહ્યું, "હું તમને સ્પષ્ટ કહું છું કે, હું લીલાવતીને ચાહતો હોવા છતાં તે મ્હને ચાહતી હોય એમ લાગતું નથી. આમ છતાં તમે જાણી જોઇ......"

વચ્ચેજ માણેકલાલ બોલી ઉઠ્યો, "મ્હારી કન્યાના હિતાહિતનો વિચાર પ્રથમથી કર્યા સિવાય આજે હું તમારી પાસે આ વાત કાઢત નહિ. તમને પણ હું હમણાં ને હમણાં મ્હારા પ્રશ્નનો ઉત્તર આપવાનું દબાણ કરતો નથી. તમે પૂરતો વિચાર કરી મ્હને કાલે ઉત્તર આપજો."

હરિદાસ માણેકલાલની વિદાય લઇ ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૨૯ મું

## એક વિશેષ ગુંચવાડો

આ વખતે હરિદાસે સ્ટેશનની નજીક એક ન્હાનો બંગલો ભાડે લીધો હતો. તેણે મુકામ ઉપર જઈને જોયું તો એક લાંબી દાઢીવાળો હાડપિંજર જેવો માણસ બંગલે તેની રાહ જોતો બેઠો હતો. પ્રથમ તો હરિદાસ એ માણસને ઓળખી શક્યો નહિ. પછી ધ્યાનથી એ માણસને જોઈ તે બોલી ઉઠયો, "કોણ બિહારી તું અહીં ક્યાંથી ?"

એકાદ વખત ઉત્તર આપવાનો પ્રયત્ન કરવા છતાં બિહારી ઉતર આપી શક્યો નહિ. તેના દેહની સ્થિતિ જોતાં અત્યાર સુધીમાં તેનું મરણ કેમ થયું ન હોતું એવું આશ્ચર્ય ઉપજ્યું હતું.

હરિદાસે ઝડપથી તેની પાસે જઈ કહ્યું, "બિહારી, ત્હારી તબિયત બગડી છે કે ?"

બિહારીએ રૂંધાઈ ગયેલા અવાજે કહ્યું, "પેલો પત્ર"

હરિદાસે આશ્ચર્ય પામી પૂછ્યું, "કયો પત્ર ? કોનો પત્ર ?'

"જેની સાથે તમારા પિતાએ નાશિકમાં વિવાહ કર્યો હતો તેના મરણના સમાચારનો પત્ર ક્યાં છે ?"

હરિદાસે વિશેષ આશ્ચર્ય પામી કહ્યું, "એ પત્ર તે દિવસે ભરતીના પાણીમાં તણાઈ ગયો છે."

બિહારીએ પૂછ્યું, "એ પત્રં ઉપર કયા ગામની પોષ્ટની છાપ હતી ?"

"એ મ્હેં બરાબર જોયું નથી. એ વખતે મ્હારૂં ચિત્ત સ્થિર ન હેતું."

અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મુકી બિહારીએ કહ્યું, "આટલી મહેનત વેઠી હું અહીં આવ્યો, છતાં મ્હારી મહેનત નકામી થઇ પડી."

હરિદાસનું આશ્ચર્ય ઘણું વધી ગયું. તેણે કહ્યું, "બિહારી, તું આ સઘળું શું કહે છે? આવા દુર્બળ શરીરે દુઃખ વેઠી તું અહીં શા માટે આવ્યો છે?"

થોડો સમય ચુપ રહ્યા પછી બિહારીએ કહ્યું, "શેઠે બે વીંટીઓ ખરીદી હતી."

"હા, તેનું શું છે?"

"તેમાંની એક વીંટી તેમણે પોતાની નાશિકની સ્ત્રી સરલાને આપી હતી—"

"ઠીક, પછી?"

જે ઓનું ફ્રેંચ બીજ ઉપર ખૂન થયું છે તેના હાથ ઉપરથી એ વીંટી પોલિસને મળી આવી છે."

"એ વાત પણ મ્હેં સાંભળી છે. એ સ્ત્રીની સાથે જ પિતાજીએ નાશિકમાં વિવાહ કર્યો હતો કે?"

"ના!"

હરિદાસે અજાયબીથી કહ્યું, "ના?"

આમ કહી દિગ્મૂઢ બની જઇ તે બિહારીના મુખ તરફ જોઇ રહ્યો. પછી તેણે કહ્યું. "પ્રથમ ત્હેં જ કહ્યું હતું કે, એ સ્ત્રીની સાથેજ પિતાજીએ વિવાહ કર્યો હતો। એક બીજા માણસનું......"

હરિદાસ એકાએક ચુપ થઇ ગયો. બિહારીએ કહ્યું, "મ્હારી ભુલ થઇ છે, એ હું સમજી શકયો છું. સરલા અને તરલાનો જન્મ એક સાથે થયો હતો. બન્નેનો દેખાવ પણ એક બીજીને આબેહુબ મળતો હતો. હાથ ઉપરની વીંટી જોઇ એ સ્ત્રી સરલા છે એમ મ્હેં ધાર્યું હતું."

"ત્યારે એ સ્ત્રી સરલા નહિ તો કોણ હતી ?"

"મ્હને લાગે છે કે, તરલા હતી."

"તરલા ?" વધતી જતી અજાયબીથી હરિદાસે પૂછ્યું.

"હા, જેની સાથે પ્રાણલાલે વિવાહ કર્યો હતો તે.'

"તરલા સાથે પ્રાણલાલે વિવાહ કર્યો હતો એ તું કેવી રીતે જાણી શકયો ?'

પછી ઝવેરી પાસેથી જે હકીકત જાણવામાં આવી હતી એ સઘળી બિહારીએ હરિદાસને કહી સંભળાવી. એ હકીકત સાંભળી હરિદાસ સ્તંભિત ભાવથી બેસી રહ્યો તેના કંઠમાંથી એક પણ શબ્દ બ્હાર નીકળી શકયો નહિ. ત્યારે શું તેના પિતાએ ભૂલથી લીલાવતીની માતાનું ખૂન કર્યું હતું ? લીલાવતીની માતા આટલા વખત સુધી જીવતી હતી ? પોતાની સ્ત્રી ઘણાં વર્ષ અગાઉ મરી ગઈ છે એમ પ્રાણલાલે શા માટે કહ્યું હશે ?

હરિદાસ કાંઈ સમજી શકયો નહિ. તેના અંતઃકરણમાં અનેકવિધ વિચાર ઉપજવા લાગ્યા. અંતે તેણે કહ્યું, 'ત્યારે પિતાજીની પ્રથમની સ્ત્રી મરી ગઇ નથી."

બિહારીએ કહ્યું, "મ્હને તો એમજ લાગે છે."

"ત્યારે પછી સરલાનું મરણ થયું છે એવો પત્ર તરલાએ પિતાજીને કેમ લખ્યો હતો?"

"તરલા મનમાં ને મનમાં આપના પિતાજીને ચાહતી હતી."

"પરંતુ એવી ખોટી હકીકત લખવાથી તેને શો લાભ હતો! વળી પ્રાણુલાલે પણ એવી ખોટી હકીકત શા માટે કહી?"

બિહારીએ ચિંતાતુર મુખે કહ્યું, "હું કંઇ સમજી શકતો નથી."

"હરિદાસે કહ્યું, "તું પ્રાણુલાલ પાસે ચાલ."

બિહારીએ કહ્યું, "તેઓ કદાચ આમાંનું કંઇ નહિ જાણતા હોય!"

—o—

## પ્રકરણ ૩૦ મું

—:o:—

## વિચાર પરંપરા.

હરિદાસના વિદાય થયા પછી મોહનલાલ કાંઇ ગુપચુપ બેસી રહ્યો નહિ. આવી ભેદ ભરેલી ઘટનાઓની તપાસ કરવામાં તે ઘણો આનંદ અનુભવતો હતો. હરિદાસે તેને આ તપાસનું કામ સોંપેલું હોવાથી તે ઘણો પ્રસન્ન થયો હતો. વળી પ્રથમ જ્યારે હરિદાસે એ તપાસ બંધ કરવાનું તેને કહ્યું હતું ત્યારે તે ઘણો વિરકત અને દુઃખિત થઈ મિત્ર ઉપર ક્રોધે ભરાયો હતો. હવે પાછો તેના મુખ ઉપર આનંદ પ્રકાશી નીકળ્યો.

હરિદાસના વિદાય થયા પછી બે દિવસ સુધી મોહનલાલ ઘરની બ્હાર નીકળ્યો નહિ. ઘરની અંદર એકાંતમાં બેસી તે એ ખૂની મામલાનો વિચાર કરવા લાગ્યો. તે વિચારવા લાગ્યો. "એક રાત્રે બે જૂદા જૂદાં સ્થળોએ બે ખુન થયાં છે. એ બે માણસોમા એક મુબઇના રાવબહાદુર રામદાસ શેઠ છે અને બીજું માણસ ફ્રેંચબ્રીજ જેવી કુત્સિત જગ્યાએ રહેતી તદ્દન નિર્ધન એક અજાણી સ્ત્રી છે. આમ હોવા છતાં સો રૂપિયાની એક નોટ એ સ્ત્રીના બિછાના પાસેથી ઘરવાળીને મળી આવી છે. આ ઉપરથી ઘરવાળી છુપી રીતે એ રાત્રે એ સ્ત્રી પાસે ગઇ હોવી જોઇએ એમ સ્પષ્ટ સમજી શકાય છે. તેણે એ સ્ત્રીનું ખુન થયેલુ જોવા છતા કાંઇ ગરબડ કરી નહિ. પેલી નોટ લઇ તે ચુપકીદી ધારણ કરી રહી હતી. તે દિવસે રામદાસ શેઠ પાસે સો સો રૂપિયાની પાંચ નોટ હતી. એ પાંચે નોટો શેઠે જે સ્ત્રીનું ખુન થયું હતુ તેને આપેલી હોવાનો સંભવ છે. ઘરવાળીએ એકને બદલે પાંચે નોટ લીધી હોય તો એમાં કાંઇ નવાઇ જેવું નથી. આવી સ્થિતિમા બે કામ બનવાનો સભવ છે. ઘરવાળીએ મળસ્કે એ સ્ત્રીનો ઓરડો ખુલ્લો જોઇ તેમા પ્રવેશ કરી એ સ્ત્રીનું ખુન થયેલુ પોતાની નજરે જોયું હોવું જોઇએ. એ વખતે એ સ્ત્રીના બિછાનામા પાંચ નોટ જોવામાં આવતાં નોટો ઉપાડી લઇ તેણે છુપાવી દીધેલી હોવી જોઇએ. ગરબડ કરવા જતાં પોલિસને પોતાના ઉપર સંદેહ ઉપજશે એમ ધારી ઘરવાળી ચુપ રહેલી હોવી જોઇએ. વળી જો એમ ન બન્યું હોય તો પછી એ પાંચસો રૂપિયાની રકમ મેળવવા માટે ઘરવાળીએજ એ સ્ત્રીનું

ખૂન કર્યું હોવું જોઇએ. એવી હલકટ સ્ત્રી ન કરી શકે એવું કોઇ કાર્ય નથી."

વળી થોડા સમય સુધી શાન્ત રહી મોહનલાલ પાછો પોતાના મન સાથે કહેવા લાગ્યો, " એ ઘરવાળી ઉપર મ્હને સંદેહ રહે છે, પોલિસને તેણે ખરી હકીકત કહી હોય એ પણ બનવા જેવું છે. તેણે વિમળાના ઓરડામાં જઇ તેનું ખૂન કરેલું હોવું જોઇએ; પછી વિમળાના બિછાનામા નોટ જોઇ લોભને વશ થઇ એ નોટ તેણે ચોરી લીધી હોવી જોઇએ. ત્યારે બીજી રીતે એમ પણ બનવાનો સભવ છે કે, બીજી ચાર નોટોના લોભથી કોઇ બીજાજ માણસે એ સ્ત્રીનું ખૂન કેમ ન કર્યું હોય? એ માણસની નજરે ચાર નોટો પડેલી હોવી જોઇએ. એક નોટ તેની નજરે કદાચ ન પડી હોય! હવે વિચારવું જોઇએ કે, એ માણસ કોણ હોવુ જોઇએ? પુરૂપ કે સ્ત્રી? ઘરવાળી ઉપરાંત બીજી એક સ્ત્રી ઉપર પણ સદેહ રહે છે. એ સ્ત્રીએ જે કાંઇ કહ્યું છે તે અસગત હોય એમ લાગે છે. રાધા દશ રૂપિયા મેળવવાના લોભથી એક અજાણ્યા માણસને પોતાના ઓરડામાં એકલો રાખી બ્હેનપણીને ત્યા સૂવા ચાલી ગઇ. આ વાત ઉપર એકાએક વિશ્વાસ મૂકી શકાય તેમ છે કે? રાધાએ જે ખુલાસો કર્યો છે તેથી તેના ઉપર પણ ઘણો સદેહ રહે છે. કદાચ રૂપિયા મેળવવાના લોભથી તે વિમળાનું ખૂન કરી નોટો લઇ પોતાનો ઓરડો છોડી ચાલી ગઈ હોય એ બનવા જેવું નથી કે?

" રામદાસ શેઠ પાંચસો રૂપિયાની નોટો લઇ એ રાત્રે વિમળા પાસે ગયા હતા. એ નોટોમાની એક જો ઘરવાળી પાસેથી

ન મળી આવી હોત તો ઘરવાળી અને રાધા ઉપર કોઇ પણ પ્રકારનો સદેહ ઉપજત નહિ કોઇ પણ પ્રકારના હેતુ સિવાય કોઇ કોઇનું ખૂન કરે નહિ વળી દ્રવ્યલોભ જેવો બીજો કોઈ પ્રબળ લોભ નથી. આ તો પાચસો રૂપિયાની રકમની વાત છે પરતુ કેટલીક વખતે પાચ દશ રૂપિયા જેવી નજીવી રકમ માટે માણસ ભાનસાન ભૂલી મહા ભયકર કાર્ય કરી બેસે છે. એ દરિદ્રતાના આગાર જેવા મકાનમા દુરાચરણી સ્ત્રીઓની નજરે પાચસો રૂપિયાની રકમ પડે તો તેઓ એક અનાથિની અપરિચિત સ્ત્રીનુ ખૂન કરે એમા નવાઇ જેવુ કાંઇ નથી

" છતાં બિહારીનું કહેવુ એવુ છે કે, વિમળાના મૃતદેહની છાતીમા જે છરો ભોંકાયલો હતો તે રામદાસ શેઠનો હતો. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, જો ઘરવાળીએ અગર રાધાએ વિમળાનું ખૂન કર્યું હોય તો પછી તેમની પાસે રામદાસ શેઠનો છરો કયાથી આવ્યો ? ! "

મોહનલાલ જેમ જેમ એ વિષયનો વિશેષ વિચાર કરવા લાગ્યો તેમ તેમ એ ભેદનું કોકડુ વિશેષ ગુંચવાવા લાગ્યું તે સ્વગત વિચારવા લાગ્યો, " ત્યારે ખૂની કોણ હોવુ જોઇએ ? જે માણસે રામદાસ શેઠનુ ખૂન કર્યું છે તેણે જ વિમળાનું ખૂન કર્યું, પરતુ રામદાસ શેઠનુ ખૂન શા કારણથી થયુ ? પાચસે રૂપિયાની નોટો માટે બિહારીએ અગર તો બીજા કોઇ નોકરે શેઠનું ખૂન કર્યું હશે ? ના, એ અસભવ છે. જો એમ હોય તો એ નોટોમાંની એક વિમળાના બિછાનામાથી કેવી રીતે મળી આવે ? કોઇ માણસ રામદાસ શેઠના બેઠકખાનામાં તેમનું ખૂન

કર્યા પછી વિમળા પાસે નહિ આવ્યો હોય ? વિમળા પાસે આવી તકરાર થતાં ક્રોધાંધ બની તેણે શેઠના જ છરાથી વિમળાનું ખૂન નહિ કર્યું હોય કે ? ઝડપથી નાસી જતી વખતે તેની પાસેની એક નોટ પડી ગઇ હોય એ બનવા જોગ છે."

વળી થોડો વખત ચુપ રહ્યા પછી મોહનલાલ પોતાના મન સાથે કહેવા લાગ્યો, "આ રીતે જોતા જતાં ઘણા માણસો ઉપર સંદેહ ઉપજે છે બન્ને ખુનનો ભેદ ઘણો ઉંડો હોવાથી જ પોલિસ ખુનીને પકડવામાં નાસીપાસ થઇ છે, જ્યારે હું નાસીપાસ થાઉં એવો માણસ નથી. હવે કોના કોના ઉપર સંદેહ ઉપજે છે તે જોવું જોઇએ

ન ૧ ઘરવાળી.

ન. ૨ રાધા.

ન ૩ ભિખારી

ન ૪ બીજો કોઇ નોકર

ન ૫ બહારનો કોઈ અજાણ્યો માણસ એ માણસે વિમળાને ઘેરથી રામદાસ શેઠની પાછળ જઇ, શેઠના બેઠકખાનામાં તેમનું ખૂન કરી પુન વિમળા પાસે આવી તેનું ખૂન કર્યું હોવું જોઇએ

નં. ૬ બહારના કોઇ માણસે શેઠના બેઠકખાનામાં જઇ તેમનું ખૂન કર્યા પછી વિમળાનું ખૂન કર્યું હોવું જોઇએ કોઇ ખાસ કારણને લીધે તે કદાચ રામદાસ શેઠ અને વિમળા ઉપર ક્રોધે ભરાયો હોવો જોઇએ એમ પણ કેમ ન હોઇ શકે કે, કદાચ એ વિમળા એનીજ સ્ત્રી હોય. શેઠે તેની સ્ત્રીને

પોતાની રખાત તરીકે રાખી હોય અને એ પ્રકાર તેના જાણ-વામા આવ્યો હોય તો તે રોપાવેશથી શેઠનું અને વિમળાનું ખૂન કરે એ બનવા જોગ છે.

નં. ૭ રામદાસ શેઠે પણ કદાચ એ સ્ત્રીનું ખૂન કર્યું હોય એ શકય છે. એ વિમળા નામની સ્ત્રી સાથે તેમનો કાઇ ગૂઢ સબધ હોવો જોઇએ. વિમળા રામદાસ શેઠની ઘણી ભયંકર છુપી હકીકત જાણતી હોવી જોઇએ. જો શેઠને વિમળાનો ભય નહોત તો તેઓ નાચની મિજલસમાં આવેલા બધુ બાધવનો ત્યાગ કરી છુપી રીતે એ વેશ્યાઓના નિવાસ સ્થાને જાત નહિ. વિમળાએ પોતાના પત્રમાં શેઠને કાઇ ધમકી જરૂર આપેલી હોવી જોઇએ વિમળા જીવતી રહેત તો કદાચ રામદાસ શેઠનું નામ કલકિત થાત, તેમની આબરૂ ઉપર પાણી ફરી વળત. આમ હોવાથી તેઓ ભયના માર્યા બે કામે બ્હાર નીકળી પડેલા હોવા જોઇએ તેમણે પોતાની પાસે સો સો રૂપિયાની પાંચ નોટો, અને છરો રાખેલો હોવો જોઇએ. પ્રથમ પાચસો રૂપિયાનો લોભ બતાવી તેમણે વિમળાનું મ્હો બધ કરવાનો પ્રયત્ન કરેલો હોવો જોઈએ પરંતુ વિમળાએ એ રકમને તરછોડી હશે તેથીજ શેઠે પોતાની પાસેના છરાથી તેનું ખૂન કર્યું હશે. ખૂન કર્યા પછી અસ્થિર ચિત્તે પલાયન કરી જતી વખતે તેમની પાસેની પેલી પાંચ નોટોમાની એક પડી ગઇ હશે; પરતુ આ સ્થળે એવો પ્રશ્ન ઉઠે છે કે, જો એમજ હોય તો પછી બીજી ચાર નોટો કયાં ગઈ? એ નોટો શેઠના ખીસ્સામાથી, બેઠકખાનામાથી કે બીજા કાંઈ સ્થળેથી મળી આવી નથી.

મોહનલાલે વિરક્ત ભાવથી પોતાના મન સાથે કહ્યું, "જો આ કેસનો આટલો બધો ગુચવાડો ન હોત તો પોલિસે ક્યારનોય ગુન્હેગારને ગિરફ્તાર કર્યો હોત. મુંબાઇની પોલિસ કાંઇ ઓછી ચાલાક નથી. મ્હેં જ્યારે આ કામ મ્હારા હાથમાં લીધુ છે ત્યારે હવે હું એનો નિકાલ લાવ્યા સિવાય પડતુ મૂકવાનો નથી."

વળી થોડા સમય સૂધી વિચારમગ્ન સ્થિતિમા બેસી રહ્યા પછી એકાએક મોહનલાલ પોતાના મન સાથે કહેવા લાગ્યો, "બીજા એક માણસ ઉપર પણ સંદેહ ઉપજે છે એ માણસ પ્રાણલાલ છે. જો તે વિમળાને બરાબર ઓળખતો ન હોત તો તે કદાપિ ગાંઠના પૈસા ખરચી તેના શબની અંત્યેષ્ટિ ક્રિયા કરત નહિ. આમ છતાં પોલિસ સમક્ષ તેણે એવું કહ્યું કે, પોતે એ સ્ત્રીને બિલકુલ ઓળખતો નથી. આ ગંભીર સદેહ ઉપજે એવી વાત છે. એક રીતે એમ સાબિત થયું છે કે, વિમળાનું ખૂન થયુ એ રાત્રે ત્રણ માણસો તેની પાસે ગયા હતા બિહારીનું કહેવુ જો ખરૂં હોય તો એ ત્રણ માણસોમાંના એક રામદાસ શેઠ અને બીજો બિહારી હતો. ત્યારે ત્રીજો માણસ કોણ હોવો જોઇએ? એ પ્રાણલાલ હોવો જોઇએ. પરંતુ હરિદાસે કહેલી વાત સાચી હોય તો તે દિવસે પ્રાણલાલ મુંબઇમાંજ નહોતો! હરિદાસે કહ્યુ છે કે, ખૂન થયું તેને બીજે દિવસે તેઓ બન્ને ટ્રેઇનમા સાથે મુસાફરી કરી મુંબાઇ આવ્યા હતા. જો એમજ હોય તો આગલી રાત્રે પ્રાણલાલ વિમળા પાસે કેવી રીતે જઇ શકે? એ ત્રીજો માણસ કોણ હોવો જોઇએ એ મ્હારે પ્રથમ શોધી કાઢવું

જોઇએ. બીજુ એ વિમળાની સાથે રામદાસ શેઠનો શો સંબધ હતો, ત્રીજુ એ વિમળા અને રામદાસ શેઠ ઉપર કોઇને ઇર્ષ્યા કિંવા રોષ હતો કે કેમ, ચોથું એ રાત્રે કોઇ માણસ શેઠની સાથે તેમને બગલે ગયો હતો કે કેમ, પાંચમુ પહેલું ખૂન કોનું થયું હતું-વિમળાનું કે રામદાસ શેઠનું, છઠ્ઠુ પાંચસો રૂપિયામાંની ચાર નોટો હમણાં કોની પાસે છે, તથા જેની પાસે એ નોટો હોય એ માણુસ તે રાત્રે રામદાસ શેઠને બગલે કે વિમળાને ઘેર ગયો હતો કે કેમ એ સઘળી તપાસ કર્યા પછી કાર્યનો ઉધ્ધાર થાય એમ મ્હને લાગે છે. હવે એ કામોની યથા ક્રમે મ્હારે તપાસ કરવી જોઇએ."



# પ્રકરણ ૩૧ મું



## નોટો મળી આવી

રામદાસ શેઠ અને બિહારીની છબી ખીસ્સામાં રાખી મોહનલાલ ફ્રેંચબ્રીજ ઉપર વિમળા જે મકાનમાં રહેતી હતી તે મકાનવાળી અર્થાત્ ઘરવાળીને ત્યાં જઇ પહોંચ્યો. ઘરવાળી સહેલાઇથી કોઈ વાત કહેવા ઇચ્છતી નહોતી. મોહનલાલે ઘણી રીતે તેને સમજાવ્યું કે, તેણે ભય રાખવાના જરૂર નથી; ઉલટું બધી ખરી હકીકત કહી દેવામાંજ એનું કલ્યાણ છે, ખુનીને પકડવા માટે રામદાસ શેઠના પુત્રે પાચ હજાર રૂપિયાનું ઇનામ જાહેર કરેલું છે, જો ઘરવાળી કાંઇ

બાતમી આપશે તો ઇનામની લગભગ અડધી રકમ તેને મળે એવો પોતે બંદોબસ્ત કરશે. વગેરે.

ઘણી રકઝકને અંતે એ ઘરવાળી સહજ નરમ થઇ. તેણે કહ્યું, "તમારે વળી પાછું શું જાણવું છે? હું જે કાંઇ જાણતી હતી તે તમને કહી ચુકી છું"

મોહનલાલે કહ્યું, "મ્હને જે નવી ખબર મળી છે એ સંબંધી હું તમને થોડી વાત પૂછવા ઇચ્છું છું."

"પૂછો, હું જે જાણતી હોઇશ તે તમને કહીશ."

"એ રાત્રે વિમળા પાસે ત્રણથી વધારે માણસો નહોતા આવ્યાં એમ તમે ચોક્કસ કહી શકો છો?"

"હા, ત્રણ જ માણસો આવ્યા હતા."

"એ તમે કેવી રીતે જાણી શકયાં? રાધા પોતાનો ઓરડો એક માણસને સોંપી બીજે ઠેકાણે સૂઇ રહેવા ચાલી ગઇ હતી."

"રાધા મકાન છોડી કયારે ચાલી ગઇ હતી તે હું જાણતી નથી."

"ત્યારે તો મકાનમાં આવવાનું બારણું આખી રાત ખુલ્લુ રહેલુ હોવું જોઇએ! તમારા ઊંઘી ગયા પછી કદાચ કોઇ વિમળા પાસે આવ્યું હશે."

"એમ બનવું અશકય છે. સૂઇ રહેતાં પહેલા બાર વાગે હું ઘરનાં બારણાં મ્હારી જાતે બંધ કરૂં છું. અને તાળુ વાસું છું. તાળાની કુચી મ્હારા ઉશિકા નીચે રાખું છું સવારે ઉઠીને હું બારણાં ન ઉઘાડું ત્યાં સૂધી કોઇ પણ માણસ ઘરમાં આવી શકે તેમ નથી. તથા ઘરમાંથી બ્હાર પણ જઇ શકે તેમ નથી."

"જો એમજ હોય તો પછી રાધાના ઓરડામાં જે માણસ એકલો રાત રહ્યો હતો તે બ્હાર કેવી રીતે જઇ શક્યો ?"

"હું જાણતી હતી કે, એ રાધાના ઓરડામાં ગયો છે. એ વિમળાને શોધતો હતો; તેથી તે વિમળા પાસે ગયો હશે એમ મ્હને લાગ્યું હતું. અડધા કલાક પછીજ તે ઘરમાંથી ચાલ્યો ગયો હતો."

"ત્યારે બીજા બે માણસો તેની પહેલાં આવ્યા હતા, કેમ ?"

"હા, એકની એક વાતનો જવાબ કેટલી વખત આપું ?"

મોહનલાલે ખીસ્સામાંથી છબી બ્હાર કાઢી ઘરવાળીને બતાવી પૂછ્યું, "જુઓ જોઇએ, આ બે માણસો એ રાતે આવ્યા હતા કે ?"

ઘરવાળીએ રામદાસ શેઠની છબી બતાવી કહ્યું, "બરાબર, આ માણસ પ્રથમ આવ્યો હતો. એણે વિમળા ક્યાં છે એમ મ્હને પૂછેલું હોવાથી હું એનું મ્હો બરાબર જોઇ શકતી હતી."

"અને આ બીજો માણસ ?" બિહારીની છબી બતાવી મોહનલાલે પૂછ્યું.

"એ બીજા બે માણસોનું મ્હોં હું બરાબર જોઇ શકી ન હોતી. એ વખતે હું મ્હારી ઓરડીમાં ખાવા બેઠી હતી. તેમણે બ્હારથી વિમળા છે કે કેમ એવો પ્રશ્ન કર્યો એટલે મ્હેં તેમને તેનો ઓરડો બતાવી દીધો હતો; છતાં—"

"ત્યારે જે માણસ સહુની પછી બ્હાર ચાલ્યો ગયો હતો તે આજ હશે, કેમ !"

"એ હું કેવી રીતે કહી શકું?"

"ઠીક છે, આજે હું તમને વિશેષ વિરક્ત કરવા ઇચ્છતો નથી હું હવે રાધાને મળવા ચાહું છું.

"તમો પોલિસ લોકોના ઉપદ્રવથી અમે કંટાળી ગયાં છીએ. જાઓ, રાધા એના ઓરડામાં છે."

ઘરવાળી મોહનલાલને પોલિસખાતાનો અમલદાર સમજી બેઠેલી હોવાથીજ તેને ઉત્તર આપતી હતી. જો તેમ ન હોત તો તેણે મોહનલાલને ક્યારનોય હાંકી કાઢ્યો હોત.

મોહનલાલ ઘરવાળી પાસેથી ઉઠી રાધાના ઓરડામાં ગયો. એ વખતે રાધા મુંબઇનું રાત્રિરહસ્ય નામક પુસ્તક વાચતી બિછાનામાં પડી હતી. પોતે પોલિસખાતાનો અમલદાર છે એવુ મોહનલાલે કહ્યું એટલે રાધાએ બિછાનામાથી વ્યસ્તભાવથી ઉઠી તેને બેસવા એક ખુરસી આપી. મોહનલાલે ખુરસી ઉપર બેસી પેલી છબી રાધાને બતાવી કહ્યું, "જે રાતે વિમળાનું ખુન થયું તે રાતે ત્હારા આ ઓરડામાં જે માણસ રહ્યો હતો તે આ છબીમાનોજ હતો કે?"

એ છબીમાંથી બિહારીની છબી બતાવી રાધા બોલી ઉઠી. "આજ માણસ એ રાત્રે મ્હને દશ રૂપિયા આપી મ્હારા ઓરડામા એકલો રહ્યો હતો. બદમાશ—ખૂની!"

રાધાએ બિહારીની છબી બતાવી તેને ખૂની કેમ કહ્યો? રાધાએ બિહારીને ખૂન કરતાં પોતાની નજરે જોયો હશે કે? મોહનલાલે પૂછ્યું, "ત્યારે ત્હેં આ માણસને ખુન કરતાં જોયો હતો કે?"

"આ તમે કેવો વિચિત્ર પ્રશ્ન પુછો છો! એ રાત્રે દશ રૂપિયાના લોભે હું તેને મ્હારો ઓરડો સોંપી બ્હાર ચાલી ગઈ હતી. મ્હારી એ ભૂલને લીધેજ મ્હારે પોલિસનો આવો જુલ્મ વેઠવો પડે છે."

"ત્યારે તું એ માણસને ખૂની કેમ કહે છે?"

"જો ખૂન કરવાનો ઇરાદો ન હોત તો તે વિના કારણ મ્હને દશ રૂપિયા આપી મ્હારા ઓરડામાં એકલો રહેત ખરો કે?"

"હા, ત્હારી વાત બરાબર છે."

"હું હજી પણ એમ કહું છું કે, આ બદમાશેજ ખૂન કર્યું હોવું જોઇએ."

"કલ્પનાની વાત શા કામમાં આવે? પુરાવો જોઇએ."

"પુરાવા મેળવવાનું કામ મ્હારૂં નથી. સરકાર બહાદુરે તમને પોલિસખાતામાં શા માટે રાખ્યા છે? તમારૂં કામ તમે જાણો!"

"ઠીક છે, કહે જોઇએ કે, એ વિમળા પાસે થોડા ઘણા પૈસા હતા કે?"

"તેની પાસે એક ફુટી બદામ પણ નહોતી."

"ત્યારે તેનું ખરચ કેવી રીતે નભતું હતું?"

"વચ્ચે વચ્ચે તે કોઈ ઠેકાણે જતી હતી અને થોડા પૈસા લઇ આવતી હતી."

"વારૂ, ત્હારૂં કહેવું ખરૂં માનવામાં આવે તો જે રાતે વિમળાનું ખૂન થયું એ રાતે તેની પાસે સો રૂપિયાની એક નોટ ક્યાંથી આવી?"

આશ્ચર્યચકિત તથા ભયભીત બની જઇ રાધાએ પૂછ્યું, "એ વાત તમને કોણે કહી?"

"ત્યારે તું પણ એ નોટની વાત જાણે છે, ખરૂંને?"

"હું—હું એ વાત ક્યાંથી જાણી શકું? હું તો એમજ જાણતી હતી કે, વિમળા પાસે એક પૈસો પણ નથી."

"તુ જૂઠું શા માટે બોલે છે? ત્હારી વાતચિત ઉપરથી તુ એ નોટની વાત જાણતી હોય એમ લાગે છે."

"મ્હારે શા માટે જુઠું બોલવુ જોઇએ?"

"એ નોટ હમણાં મ્હારા ખીસ્સામાં છે!"

"તમારા ખીસ્સામા છે?"

"હા, ત્હારે જોવી છે?"

"ના, મ્હારે એ નોટ શા માટે જોવી જોઇએ?"

"મોહનલાલે વિચાર્યું કે, રાધા ખૂન સંબંધી કદાચ કાંઇ નહિ જાણતી હોય; પરંતુ નોટની હકીકત તો તો જરૂર જાણે છે. હવે તેણે ગંભીર ભાવ ધારણ કરી કહ્યું, "રાધા! પોલિસ અમલદાર પાસે કોઇ પણ વાત છુપાવવી એ ગુન્હો કરવા જેવુ છે. તુ જો ખરી વાત છુપાવીશ તો ત્હારા ઉપર આફત આવશે. વખત આવ્યે બધી હકીકત જાહિર થઇ જશે એટલે પછી તું કોઇ પણ રીતે ત્હારો બચાવ કરી શકીશ નહિ. ત્હારા ભલાની ખાતર કહું છું કે, તું જે કાંઇ જાણતી હોય તે મ્હને કહે."

રાધાનું મ્હોં લેવાઇ ગયું. તે બોલવાનો પ્રયત્ન કરવા છતાં કાંઇ બોલી શકી નહિ. હવે તેના ઉપરનો મોહનલાલનો સંદેહ ઘણો વધી ગયો. તે પોતાના મન સાથે એમ વિચારવા લાગ્યો

કે, 'એ નોટના લોભથી રાધાએજ વિમળાનું ખૂન કર્યું હોવુ જોઇએ, ખૂન કર્યાં પછી ઘરમાં નહિ રોકાતાં તે બ્હાર જતી રહી હોવી જોઇએ. પછી તે રામદાસ શેઠની પાછળ પાછળ તેમને બંગલે ગયેલી હોવી જોઇએ.'

આ વિચારોને અંતે મોહનલાલનું હૃદય આનંદ પૂર્ણ બની ગયું. આંખો લાલચોળ કરી તેણે વિશેષ ગંભીર થઇ કહ્યું, "બીજી નોટો ત્હારી પાસે છે; તું જલ્દી એ નોટો મ્હને આપ."

રુંધાઇ ગયેલા કંઠે રાધાએ કહ્યું, "ના–ના, હું એ સબંધી કાંઇ જાણતી નથી."

મોહનલાલે જોરથી તેને એક ધક્કો મારી ક્રોધ કર્કશ કંઠે કહ્યુ, "ચુડેલ! હજી પણ જુઠું બોલે છે! જલ્દી નોટો લાવ!"

બન્ને હાથથી મોહનલાલના પગ પકડી રડતાં રડતાં રાધાએ કહ્યું, "હું ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે, મ્હેં ખૂન નથી કર્યું."

મોહનલાલે પૂર્વવત્ સ્વરે કહ્યું, "ત્હેં ખૂન નહિ કર્યું હોય; પરતુ એ નોટો તો ત્હારીજ પાસે છે. જુઠું બોલીશ નહિ. હવે જો જુઠું બોલીશ તો હું તને પોલિસગેટ ઉપર લઇ જઇશ."

"હું ખરીજ વાત કહીશ" રાધાએ નમ્ર બની જઇ કહ્યુ.

"કહે જોઇએ કે, બાકીની ચાર નોટ ત્હારી પાસે છેને?"

"હા."

"લાવ જોઇએ."

રાધાએ એક પેટીમાંથી ચાર નોટ બ્હાર કાઢી મોહનલાલના હાથમાં આપી. મોહનલાલની પોકેટ ડાયરીમાં એ પાંચે નોટના

નંબર લખેલા હતા. નંબરો મેળવી લઇ એ ચારે નોટ તેણે ખીસ્સામાં મૂકી. પછી તેણે કહ્યું, "તું જે હકીકત જાણતી હોય તે ખરેખરી મ્હને કહે. એક પણ શબ્દ જુઠો બોલીશ તો જીવથી જઇશ એ ધ્યાનમાં રાખજે."

રાધાએ મ્લાન મુખે, કરૂણાજનક કંઠે કહ્યું, "હું બધી ખરી હકીકત કહીશ. વિમળા મ્હારી પાસેના ઓરડામાં રહેતી હતી. મ્હારા ઓરડા આગળ થઇનેજ એના ઓરડામાં જવાનો રસ્તો છે. ખૂન થયું એ રાત્રે એક માણસને મ્હેં છુપાવી વિમળાના ઓરડા તરફ જતો મ્હેં જોયો. અડધા કલાક પછી એ માણસ ચાલ્યો ગયો એટલે બીજો એક માણસ આવ્યો. એ માણસ વિમળાના ઓરડામાં દશ મિનીટ રોકાઇ જતી વખતે મ્હારા ઓરડામાં નોટો ફેંકી ઝડપથી વિદાય થઇ ગયો. એ ચાર કાગળો ઉપાડી લેતાં તે નોટો છે જોઇ મ્હેં મ્હારા કપડામાં છુપાવી દીધી. બરાબર એ વખતે બીજા એક માણસનાં પગલાંનો અવાજ મ્હારા સાંભળવામાં આવ્યો. એ માણસ મ્હેં તમને છબીમાં બતાવ્યો છે એ હતો તથા એજ મ્હને દશ રૂપિયા આપી મ્હારા ઓરડામાં એકલો રહ્યો હતો. ચારસો રૂપિયા જેટલી રકમ પાસે રાખી આવા ઘરમાં રહેવામાં સલામતી નથી એમ વિચારીને જ હું સહેલાઇથી એ માણસને મ્હારા ઓરડામાં રાખી ચાલી ગઇ હતી. હું ઇશ્વરના સોગન ખાઇ કહું છું કે, મ્હેં આ જે કાંઇ કહ્યું છે એમાંનો એક અક્ષર પણ ખોટો નથી."

મોહનલાલ વિચારમાં પડી ગયો. તે સ્વગત વિચારવા લાગ્યો, "રાધા શું ખરી હકીકત કહે છે ? આ ચારસો રૂપિ-

આના લોભથી એણે વિમળાનું ખૂન નહિ કર્યું હોય કે? પાંચ નોટોમાંની ચાર એની પાસેથી મળી આવેલી હોવાથી એના ઉપર ઘણો સંદેહ ઉપજે છે; પરંતુ રામદાસ શેઠનો છરો રાધાના હાથમાં કેવી રીતે આવી શકે? કદાચ બિહારી સાથે તેની ઘણા દિવસથી ઓળખાણ હશે; તેમ ન હોય તો એક અજાણ્યા માણસને તે પોતાનો ઓરડો સોંપી ચાલી જાય ખરી કે? વળી બિહારીની છબી જોઇ તરતજ તે તેને ઓળખી શકી છે તથા તેણે તેને ખુની બદમાશ કહ્યો છે. ખૂન થયા પછી બિહારી ગૂમ થઇ ગયેલો હોવાથી જ રાધા તેના ઉપર રોષે ભરાયલી હોવી જોઇએ."

મોહનલાલ પોતાના મન સાથે કાંઇ નિર્ણય કરી શકયો નહિ. રાધા પાસેથી સો સો રૂપિયાની ચાર નોટો મળી આવતાં ભેદનું કોકડું વિશેષ ગુંચવાયું. આમ છતાં રાધાને પોતાના હાથમાં રાખવાની જરૂર છે એટલું તો તે સમજી શકયો. કંઠસ્વરને નમ્ર કરી તેણે કહ્યું, "રાધા! ત્હેં જે હકીકત કહી તે મ્હેં સાંભળી લીધી છે; છતાં પૂરતી ખાત્રી કર્યા સિવાય હું ત્હારી વાત સાચી માની શકું તેમ નથી. મ્હારી તપાસને અંતે ત્હેં કહેલી હકીકત જો સાચી ઠરશે તો તને કાંઇ નુકશાન નહિ થાય. તને બચાવી લેવાનો હું જરૂર પ્રયત્ન કરીશ; પરંતુ ત્હેં જો જૂઠી હકીકત ....."

રાધા બોલી ઉઠી, "મ્હે એક અક્ષર પણ જૂઠો કહ્યો નથી."

"ઠીક છે, જે માણસ નોટો ફેંકી ગયો હતો તેને તું

ઓળખી શકીશ કે ? ”

“ હું એને બરાબર જોઈ શકી નહોતી. મ્હારા ઓરડાના દ્વાર આગળથી તે ઘણી ઝડપથી ચાલ્યો ગયો હતો. છતાં તેણે જ્યારે મ્હારા ઓરડામાં નોટો ફેંકી ત્યારે હું એનું મ્હોં જોઇ શકી હતી. હું ફરીથી તેને જોઇશ તો ઓળખી શકીશ એમ મ્હને લાગે છે.”

“ એ માણસેજ વિમળાનું ખુન કર્યું હોય એમ તું ધારે છે કે ?”

“ એ સંબંધી હું કાંઇ કહી શકતી નથી. એ રાત્રે વિમળા પાસે ત્રણ માણસો આવેલા હોવાથી કોણે ખૂન કર્યું હતું એ હું કેવી રીતે કહી શકું ? વળી હું તો ઘર છોડી બ્હાર ચાલી ગઇ હતી. ”

“ ઠીક છે, જરૂર જણાતાં હું ફરીથી તને મળીશ. આપણી વાતનો એક પણ અક્ષર કોઇના જાણવામાં ન આવે એવી સાવધાનતા રાખજે. ”

“ હું કોઇને કાંઇ કહીશ નહિ. ”

મોહનલાલે બ્હાર નીકળી પોલિસ ઓફિસે જઇ મહાકષ્ટે વિમળાની એક છબી મેળવી. વિમળાનું ખૂન થયા પછી એ છબી પાડવામાં આવી હતી,



# પ્રકરણ ૩૨ મું

—:o:—

## મોહનલાલનું પુના તરફ પ્રયાણ

મોહનલાલ રસ્તે જતાં જતાં પોતાના મન સાથે વિચારવા લાગ્યો, "એ ત્રીજો માણસ કોણ હશે? જો રાધાએ કહેલી હકીકત સાચી હોય તો તે વિમળાનું ખૂન કરી એ નોટો રાધાના ઓરડામાં ફેંકી જાત નહિં. તેણે વિમળાનું ખુન કર્યું હોય તો તેનું કારણ કાંઇ જૂદુંજ હોવું જોઇએ. ક્રોધ કિંવા ઇર્ષ્યા સિવાય બીજું શું કારણ હોવું જોઇએ? એ ત્રીજો માણસ કોણ હતો તથા વિમળા સાથે તેનો શો સંબંધ હતો એ જાણ્યા સિવાય તેના ક્રોધ અગર ઇર્ષ્યાનું કારણ કળી શકાય તેમ નથી."

વળી થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી તે પાછો પોતાના મન સાથે વિચારવા લાગ્યો, "એ માણસે કદાચ વિમળાનું ખૂન ન પણ કર્યું હોય. કદાચ તે વિમળાને પોતાના પ્રાણ કરતાં વિશેષ ચાહતો હશે; તેણે રામદાસ શેઠને વિમળાનું ખૂન કરી નાશી જતા જોયા હશે; તેથી ક્રોધાંધ બની તેણે શેઠની પાછળ પાછળ તેમને બંગલે જઇ શેઠનું ખૂન કર્યું હશે. રાધા અગર તો ઘરવાળી પૈસાના લોભથી વિમળાનું ખૂન કરે એવો સંભવ ઓછો છે. મુખ્યત્વે કરીને રામદાસ શેઠના ખૂન સાથે વિમળાના ખૂનનો સંબંધ છે એ ચોક્કસ છે. રામદાસ શેઠ સાથે એ વિમળાના જીવનનો કાંઇ ગુપ્ત સંબંધ હોવો જોઇએ એ પણ સંદેહ વગરની વાત છે. એક સ્ત્રી જાત શેઠના બંગલામાં જઇ તેમનું

ખૂન કરવાની હિમ્મત કરે એ નહિ બનવા જોગ છે.”

મોહનલાલ કોઇ પણ પ્રકારનો ચોક્કસ નિર્ણય કરી શક્યો નહિ. તે હરિદાસને મળવા માટે તેને બંગલે ગયો તો હરિદાસ બ્હાર ગામ ગયેલો હોવાની ખબર મળી. તે પુનેજ ગયેલો હોવો જોઇએ એમ મોહનલાલને લાગ્યું. મોહનલાલે પણ પુને જવાનો નિશ્ચય કર્યો. જે માણસ રાધાના ઓરડામાં નોટો ફેંકી ગયો હતો તેની પ્રથમ તપાસ કરવાની જરૂર હતી. એ ત્રણ દિવસ સૂધી પુષ્કળ મહેનત કરવા છતાં મોહનલાલ એ માણસનો કાંઇ પત્તો મેળવી શક્યો નહિ. રાધા અને ઘરવાળી સિવાય કોઇએ એ માણસને જોયો ન હોતો.

મોહનલાલે વિચાર્યું, “કોઇ પણ પ્રકારનો નિશ્ચય કરી શકાતો નથી. આ રહસ્યનો ભેદ નહિ ઉકલી શકે કે? વિમળા કોણ હતી તથા તેની સાથે રામદાસ શેઠનો શો સંબંધ હતો એ જાણ્યા સિવાય તપાસનું કામ આગળ ચાલી શકે તેમ નથી. એ બન્નેનો સંબંધ જાણવામાં આવતાં તપાસનું કામ આગળ ચલાવવાનો કોઇ મુદ્દો મળી આવે તેમ છે. હરિદાસ જરૂર કાંઇ હકીકત જાણી શક્યો છે; પરંતુ તે એ હકીકત મ્હારાથી છુપાવે છે. તેના આવા વર્તનથી કાંઇ કામ થઈ શકે તેમ નથી!”

આવો વિચાર આવવાથી જ મોહનલાલ હરિદાસને મળવા અધીર બની ગયો. તેણે તેજ દિવસે પુના જવાનો નિશ્ચય કર્યો; પરંતુ ઘેર ગયા પછી તે એક વિષમ સમસ્યામાં પડ્યો. ઘેર ગયા પછી તે દિવસે આવેલો એક ટેલિગ્રામ અને પોષ્ટ માર્ફત આવેલી એક છબી તેને મળ્યાં.

પ્રથમ તેણે ટેલિગ્રામ ખોલી જોયો તો તે હરિદાસે મોકલાવ્યો હતો. ટેલિગ્રામ પુનાથી રવાના કરવામાં આવ્યો હતો. તેમાં હરિદાસે લખ્યું હતું કે,

'જરૂર કામ છે. જલ્દી આવો.'

પછી તેણે પત્ર ખોલી જોયો. કવરની અંદરથી ફક્ત એક છબી નીકળી. એમાં બીજું કાંઇ લખેલું ન હોતું. છબી જોઇ તે વિચારવા લાગ્યો, "આ છબી મ્હને કોણે શા માટે મોકલી હશે? વિના કારણ કોઇ આવી રીતે છબી મોકલે નહિ. કવર ઉપર નાશિકની છાપ છે. નાશિકમાં કોઇ મ્હારૂં સગું સંબંધી કે ઓળખીતું માણસ નથી. ત્યારે પછી ત્યાંથી આ છબી કોણે મોકલી? વળી આ છબી કોની હશે?"

મોહનલાલ ઘણા ધ્યાનથી એ છબી જોવા લાગ્યો. જેની છબી હતી તે એક ગુજરાતી ગૃહસ્થ જેવો માણસ જણાતો હતો. છબી પાડવામાં આવી ત્યારે તેની ઉમ્મર પચીસેક વર્ષની હોય એમ લાગતું હતું. એ માણસ કોણ હશે એ વિષયનો મોહનલાલ પોતાના મન સાથે કાંઈ નિશ્ચય કરી શકયો નહિ.

એવામાં કાંઇ વિચાર આવતાં મોહનલાલ ઝડપથી ઉઠી ઉભો થયો. જે માણસની એ છબી હતી તેજ કદાચ ખૂનની રાતે વિમળાને ઘેર જનાર ત્રીજો માણસ હશે એમ તેને લાગ્યું. છબી લઇ તે વિના વિલંબે ફ્રેંચબ્રીજ ઉપર રાધા પાસે જઇ પહોંચ્યો.

ફરીથી મોહનલાલને પોતાની પાસે આવેલો જોઈ ઘરવાળી તથા રાધાનું મુખ ઉતરી ગયું. ખૂનની આવી ચાંપતી તપાસ

થતી જોઇ એ બન્ને ઘણી બ્હી ગઇ. મોહનલાલે તેમના ભાવને સમજી જઇ ગંભીર મુખમુદ્રાથી કહ્યું, "તમારે ભયભીત બની જવાની જરૂર નથી. મ્હને બીજી એક છબી મળી આવેલી હોઇ હું તે તમને બતલાવવા લઇ આવ્યો છું. જુઓ જોઇએ, આ માણસને તમે ઓળખી શકો છો ?"

ઘરવાળીએ છબી જોઇ ડોકું ધુણાવી કહ્યું, "ના, આ માણસને મ્હેં કદાપિ જોયો નથી."

રાધાએ કહ્યું, "એ ત્રીજા માણસના મુખ સાથે આ માણસનું મુખ કાંઇક અંશે મળતું આવે છે ખરું; પરંતુ એ માણસની ઉમ્મર ઘણી મ્હોટી હતી ના-ના, આ એ માણસ હોય એમ લાગતું નથી."

મોહનલાલ નિરાશ બની ઘર તરફ પાછો ફર્યો અને તેજ દિવસે એ દક્ષિણના પ્રવાસે ઉપડી ગયો.



## પ્રકરણ ૩૩ મું

### અદ્દભુત સાહસ

પ્રાણલાલના પ્રશ્નનો શો ઉત્તર આપવો એ સંબંધી હરિદાસે પોતાના મન સાથે ઘણો વિચાર કર્યો. પિતાનું ખૂન થયાના સમાચાર સાંભળી મુંબઇ શહેરના રાજમાર્ગ ઉપર તે બેશુધ્ધ બની જઇ દૈવયોગે લીલાવતીને ઘેર જઇ ચઢયો હતો અને

પછી જે દિવસે શુધ્ધિમાં આવ્યા પછી તેણે લીલાવતીનું દર્શન કર્યું હતું તે દિવસથી જ લીલાવતી માટે તેના અંતરમાં પ્રબળ પ્રેમાનુરાગ ઉપજ્યો હતો. વચ્ચે ઘણા દિવસથી પ્રેયસીનું દર્શન નહિ થયેલું હોવા છતાં તે તેને ભૂલી શક્યો નહોતો. રાત્રિ દિવસ તે પોતાની એ મનમોહિની માશુક-નાજ વિચારો કર્યા કરતો હતો. લીલાવતીની ભુવનમોહિની મૂર્તિ તેના હૃદયપટ ઉપર અંકિત થઇ ચુકી હતી. જો કદાચ કદાપિ પોતાને વિવાહ કરવો પડે તો તેણે લીલાવતી સાથેજ વિવાહ કરવાનો પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો.

પુના આવ્યા પછી લીલાવતીનું પુનઃ દર્શન થતાં હરિદાસના અંતરવારિધિના પ્રણય તરંગો પૂર જોશથી ઉછળવા લાગ્યા હતા. તેના પ્રથમના પ્રેમે ઘણું માદક રૂપ ધારણ કર્યું હતું. લીલાવતીને પોતાના હૃદય મંદિરની અધિષ્ઠાત્રી દેવી બનાવવા તે અધીર બની ગયો હતો. ખરી રીતે જોવા જતાં લીલાવતીનું દર્શન કરવાની પ્રબળ લાલસાથીજ તે પાછો પુને આવ્યો હતો.

પુને આવી યથા પ્રસંગે લીલાવતી સાથે વાતચિત કરી તે એ બાળિકાના અંતરને ઉકેલી શક્યો હતો. લીલાવતી પોતાના ઉપર વિરૂપ નથી એમ તે સમજી શક્યો હતો. પોતાના તરફ લીલાવતીનો આંતરિક અનુરાગ જોઇ તે તેને મેળવવા વિશેષ વ્યાકુળ બની ગયો હતો. જુલિયટના રૂપનું દર્શન કરી રોમી-ઓની જેવી સ્થિતિ થઇ હતી તેવીજ સ્થિતિ આપણા હરિદાસની થઇ હતી.

વળી લીલાવતીના પિતાએ અયાચિત ભાવથી હરિદાસ

લીલાને ચાહે છે કે નહિ એવો પ્રશ્ન પૂછયો હતો.. વિશેષમાં તેણે પોતાની પુત્રી સાથે હરિદાસને વિવાહ કરવાનો અપરોક્ષ રીતે આગ્રહ સુધ્ધાં કર્યો હતો. આમ હોવા છતાં પોતે એ વાત સ્વીકારી શકતો નહોતો એ માટે હરિદાસને ઘણું દુઃખ થતું હતું.

લીલાવતીની સહેલાઇથી પ્રાપ્તિ થવા છતાં તે તેનો હાથ કેમ સ્વીકારી શકતો નહોતો? અફસોસ કે, એ ખૂનીનો પુત્ર હતો-તેના પિતાએ બે ખૂન કર્યાં હતાં! એવા ખૂનીના પુત્રે કોઇ પણ બાળિકા સાથે વિવાહ કરી તેના સામાજિક જીવનને બરબાદ કરવું જોઇએ કે? જો કદાચ વિવાહ થઇ ગયા પછી લીલા પોતાના શ્વસુરની કુકીર્ત્તિની હકીકત જાણે તો તે પોતાના મન સાથે કેવો વિચાર કરે? પછી તે પોતાના પતિ તરફ તિરસ્કારયુક્ત દૃષ્ટિથી ન જુએ કે? આવી સ્થિતિમાં લીલાવતી સાથે વિવાહ કરવાનો પોતાને બિલ્કુલ અધિકાર નથી એમજ હરિદાસને લાગતું હતું.

હરિદાસ અધીર બની જઇ મધ્યાન્હકાળે ઘરની બ્હાર નીકળી પડયો. મનની આવી અસ્થિર હાલતમાં બ્હાર રખડવાથી અંતર્વ્યથા ઓછી થશે એમ તેણે વિચાર્યું હતું.

ચિત્તની વિભ્રમિત સ્થિતિમાં ખરા મધ્યાન્હકાળે ઘરની બ્હાર નીકળી પડી, શહેરનો ત્યાગ કરી તે લક્ષ્યશૂન્યની માફક એ આંખો ખેંચી જાય તે તરફ જવા લાગ્યો. આમ છતાં તેની માનસિક ચિંતા સહજ પણ ઓછી થઈ ન હોતી. પોતે ક્યાં જઇ ચઢયો છે એનું તેને જ્ઞાન ન હોતું. જાણે કે તે ચારે તરફ કાંઇ જોઇ શકતો ન હોતો. પુષ્કળ ચાલ્યા પછી શ્રમનો અનુ-

ભવ થતાં તે એક ઠેકાણે ઉભો રહ્યો. સૂર્યદેવને અસ્તાચળમાં ઉતરી ગયેલા જોઇ પોતે ઘણે દૂર જઇ ચઢયો છે એમ તેને લાગ્યું.

હરિદાસ જે ઠેકાણે જઇ ચઢયો હતો એ ઠેકાણેથી થોડા અંતરે તે એક ઉંચા પહાડને જોઇ શકયો. એ પહાડ ઉપર એક મંદિર આવેલું હતું.

પુને પાછા ફરતાં રાત પડી જશે અને રસ્તો અજાણ્યો તેમજ ખાડા ટેકરાવાળો હોવાથી કદાચ ભૂલા પડી જવાશે એમ તેને લાગ્યું. રાત કયાં ગુજારવી તેનો કાંઇ નિશ્ચય કર્યા સિવાય તે એક વૃક્ષની છાયામાં બેઠો. તેને પુષ્કળ થાક લાગ્યો હતો.

એવામાં દુરથી ઘણો કોલાહલ થતો તેના સાંભળવામાં આવ્યો. ધીમે ધીમે એ કોલાહલનો ધ્વનિ વૃધ્ધિ પામવા લાગ્યો. શું થયું હશે એ જાણવાના હેતુથી હરિદાસ ઉઠી ઉભો થયો. કાંઇ મહત્વનો બનાવ બન્યા સિવાય એટલો બધો કોલાહલ થાય નહિ એમ વિચારી હરિદાસ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જવા લાગ્યો.

થોડે દુર જતાં ઉપરોકત પહાડની પેલી તરફથી કોલાહલનો અવાજ આવે છે એમ તે સમજી શકયો. ઘણી ઝડપથી તે પહાડ નજીક ગયો તથા પહાડ ઉપર નહિ ચઢતાં નીચે પગ ડંડીનો જે રસ્તો હતો એ રસ્તેથી પહાડની પેલી તરફ જવા લાગ્યો, થોડે દુર ગયા પછી તેણે ધુમાડાના ગોટેગોટાને કોલાહલવાળા સ્થાન તરફ ઉંચે આકાશે ચઢી જતાં જોયાં.

પહાડની પેલી બાજૂએ જતાં હરિદાસે ઘણો ભયંકર દેખાવ જોયો. એક ઘરને આગ લાગી હતી, અગ્નિ દેવે ઘણું વિકાળ સ્વરૂપ ધારણ કર્યું હતું. અગ્નિની લોલ જીહ્વાઓ જાણે કે આસમાન સુધી પહોંચવાની સ્પર્ધા કરતી હતી. એકઠાં થયેલાં સેંકડો માણસોમાંથી કોઇ એ સળગતા ઘર પાસે જવાનું સાહસ કરી શકતું ન હોતું.

હરિદાસ પોતાનો સઘળો શ્રમ ભૂલી ગયો. તે ઝડપથી સળગતા મકાન તરફ દોડયો. એ મકાન બે મજલાનું હોઇ તેની ચારે તરફ અગ્નિ સળગી ઉઠયો હતો. અગ્નિનું સ્વરૂપ અને સળગતા ઘીની ગંધથી હરિદાસ એમ સમજી શકયો કે, એ મકાનના નીચેના ભાગમાં ઘીની વખાર હોવી જોઇએ. કોઇ પણ રીતે એ ઘીની વખારમાં આગ લાગવાથી આખું મકાન વિના વિલંબે સળગી ઉઠયું હતું.

એવામાં મેડા ઉપરની બારી તરફ નજર જતાં હરિદાસનો પ્રાણ કંપી ઉઠયો. એ બારી પાસે ચાર પાંચ બાળિકાઓ ઉભી રહી મદદ માટે ઉચ્ચ સ્વરે બૂમો પાડતી હતી.

હરિદાસ એકઠાં થયેલાં માણસો તરફ જોઇ મ્હોટેથી બોલી ઉઠયો, "નિસરણી અને દોરડું જલ્દી લાવો. આટલામાંથી નિસરણી નહિ મળી આવે કે?"

"લાવું છું." કહી એક માણસે નિસરણી લઇ આવી હરિદાસના હાથમાં આપી. હરિદાસ નિસરણી લઇ અગ્નિ તરફ દોડયો. એકઠાં થયેલાં માણસો તેની આવી જીવનું જોખમ ખેડવાની હિમ્મત જોઈ વિસ્મિત બની જઇ સ્થિર ભાવથી ઉભ

રહ્યાં. ત્યાં ચાલી રહેલો ભયાવહ કોલાહલ ક્ષણ માત્રમાં સ્તબ્ધ થઇ ગયો. એ વખતે ભીષણ અગ્નિના ધ્વનિ સિવાય બીજો ધ્વનિ સંભળાતો નહોતો.

સળગતા મકાનની દિવાલ સાથે નિસરણી ટેકવી હરિદાસ તેના ઉપર ચઢવા લાગ્યો. કેટલાક માણસોને તેણે નિસરણી નીચેથી પકડી રાખવાની સૂચના કરી. હરિદાસના અદ્ભુત સાહસનું દર્શન કરી લજ્જિત બની જઇ કેટલાક બળવાન્ યુવકોએ નિસરણીને મજબૂત પકડી રાખી.

હરિદાસે પેલી બારી પાસે જઇ પહોંચી ત્યાં ઉભેલી બાળિકાઓને એકે એકે નિસરણી ઉપર ઉતારવા માંડી. જીવન સંકટ પ્રસંગે માણસ ગમે એવું જોખમ ભરેલું કાર્ય કરી શકે છે. પેલી બાળિકાઓ નિસરણીને બન્ને હાથે પકડી ધીમે ધીમે નીચે ઉતરી શકી. નીચે ઉભેલા યુવકો તેમને દૂર લઇ જઇ આશ્વાસન આપવા લાગ્યા.

હરિદાસે નિસરણી ઉપરથી ઉતરી જેવો જમીન ઉપર પગ મૂકયો કે તરતજ ચોતરફથી હૃદયવિદારક આર્ત્તનાદ થઇ ઉઠયો. બાળિકાઓએ હરિદાસ પાસે દોડી આવી, તેના બન્ને પગ પકડી સજળનયને તથા દયાજનક કંઠે કહ્યું, "માતાજી–માતાજી—"

હરિદાસે પુનઃ ઉંચું જોયું. એ વખતે જે દેખાવ તેના જોવામાં આવ્યો તેથી તેનું સર્વાંગ જાણે કે જડ જેવું બની ગયું. તેણે જોયું કે, એ સળગતા મકાનની અગાસીમાં એક જટાધારિણી ભગવાં વસ્ત્રોથી વિભુષિત થયેલી સંન્યાસિની ઉભી હતી. એ મકાન ઉપર ત્રણ લોહનિર્મિત મ્હોટાં ત્રિશૂળ હતાં. કાળા

હાથમાં એ ત્રિશળ પકડી, દ્દષ્ટિ ઉંચી કરી રાખી, સ્થિર નિસ્તબ્ધ ભાવથી એ સંન્યાસિની ઉભી રહી હતી. તેની ચારે તરફ પ્રત્યેક ક્ષણે અસંખ્ય અગ્નિકણા ઉડતા હતા.

એવી સૌમ્ય શાન્તિપૂર્ણ દેવી મૂર્તિ હરિદાસે પૂર્ણ કદાપિ જોઇ નહોતી! હરિદાસ પણ થોડા સમય સુધી પત્થરના પુતળાની માફક ઉભો રહ્યો. વળી પાછો પેલો હૃદય ભેદક 'માતાજી–માતાજી' શબ્દ તેના સાંભળવામાં આવ્યો. હરિદાસ પાછો પોતાનું કર્ત્તવ્ય નક્કી કરી એકઠા થયેલા જનસમૂહ તરફ જોઇ બોલી ઉઠયો, "કોઇ મજબૂત લાંબુ દોરડું લાવો–હું માતાજીને પણ બચાવી લઇશ."

કોણે પોતાને દોરડું લાવી આપ્યુ એ વિષયનું હરિદાસને જ્ઞાન રહ્યું નહિ. આટલા અલ્પકાળમાં અગ્નિ દેવતાએ અધિક રૌદ્ર રૂપ ધારણ કર્યું હતું. વિશેષ વખત વૃથા વીતી જાય તો સંન્યાસિનું રક્ષણ કરી શકાય તેમ નહોતું. હરિદાસ નિર્ભય ચિન્તે ખભા ઉપર દોરડું નાખી પાછો નિસરણી ઉપર ચઢવા લાગ્યો. તેનો દેહ અગ્નિથી દગ્ધ થતો હતો; પરંતુ એ તરફ તેનું લક્ષ્ય ન હોતું. એકઠાં થયેલાં માણસો જડસડ જેવાં બની જઇ હરિદાસની કર્ત્તવ્યતત્પરતાનું વિસ્મય વિમુગ્ધ દૃષ્ટિથી દર્શન કરતાં હતાં. સહુને એમજ થયા કરતું હતું કે તે માતાજીને બચાવી શકશે કે છેવટે પોતે પણ અગ્નિ દેવતાનો ભોગ થઇ પડશે.

હરિદાસ નિસરણીને ચઢી ગયો, પરંતુ ત્યાંથી અગાસી દશ બાર હાથની ઉંચાઇએ હતી. સંન્યાસિની તરફ જોઈ હરિદાસ

બોલી ઉઠયો, "હું આ દોરડું તમારા તરફ ફેંકું છું તે જલ્દી પકડી લ્યો."

સંન્યાસિનીએ જાણે કે, કાંઈ સાંભળ્યું નહિ. તેની દૃષ્ટિ આકાશ તરફ જ હતી. તે જાણે કે સમાધિ અવસ્થામાં હોય એમ લાગતું હતું. તેની દેહલતા સ્થિર અર્થાત્ અચળ હતી.

—:૦:—

## પ્રકરણ ૩૪ મું

—૦—

### સંન્યાસિની સરલા

હરિદાસ વિશેષ ઉચ્ચસ્વરે વ્યાકુળ ભાવથી બોલી ઉઠયો, "પકડો—જલ્દી દોરડું પકડો."

આ વખતે સંન્યાસિનીએ હરિદાસ તરફ જોયું ખરું; પણ તે કાંઇ બોલી નહિ. હરિદાસે વિશેષ વ્યાકુળ બની જઇ અત્યુચ્ચ કંઠે કહ્યું, "મ્હારા કહેવા પ્રમાણે કરો; નહિ તો હું પણ બળી મરીશ. તમારું રક્ષણ કરવા જતાં મ્હારો પણ જીવ જાય તેમ છે."

ચુપકીદીથી સંન્યાસિનીએ હાથ લંબાવ્યો. હરિદાસે તેના તરફ દોરડું ફેંક્યું એટલે તે તેણે પકડી લીધું. આ વખતે એ અગ્નિના પ્રખર પ્રકાશમાં હરિદાસ સંન્યાસિનીનું મુખ બરાબર જોઇ શકયો. એ વખતે પોતે નિસરણી ઉપરથી નીચે પડી જશે એમ લાગવાથી નિસરણી તેણે મજબૂત પકડી રાખી.

હરિદાસનું માથું ભમી જાય એમાં કાંઇ નવાઇ જેવું

નહોતુ. પોતાના પિતાના પ્રેમ પત્રોના બડલમાંથી જે છબી તેને મળી આવી હતી, એ છબીમાં પોતાના પિતાની પાસે જે રમણીને તેણે જોઈ હતી એ રમણીનું મુખ તે ભૂલી ગયો નહોતો. આ સન્યાસિનીનું મુખ એ રમણીના મુખને આબેહુબ મળતું હતું.

હરિદાસે આત્મસંવરણ કરી કહ્યું, "એ ત્રિશૂળ સાથે દોરડાના છેડાને મજબૂત બાધી દો."

સન્યાસિનીએ ચુપકીદીથી હરિદાસના કહેવા પ્રમાણે કર્યું. હરિદાસે પૂછ્યું, "છેડા બરાબર મજબૂત બાંધ્યો છે ને?"

આ વખતે મૌનનો ભંગ કરી સન્યાસિનીએ કહ્યું, "વત્સ! તું ત્હારી જાતને બચાવ. મ્હારી ઈચ્છા મરણને શરણ થવાની છે."

હરિદાસ આ વાક્યનો કાંઈ ઉત્તર નહિ આપતાં ક્ષણ માત્રમા દોરડું પકડી અગાસીમા ચઢી ગયો. સન્યાસિની હવે વિશેષ વિચલિત બની ગઇ; પરંતુ બીજીજ ક્ષણે તેણે આત્મ સવરણ કરી અસ્પષ્ટ સ્વરે પૂછ્યુ, "વત્સ! તુ કોણ છે?"

હરિદાસે વ્યાકુળ ભાવથી કહ્યુ, "માતાજી, જલ્દી કરો. એક ક્ષણ પણ વૃથા ન ગુમાવો; નહિ તો આપણો બન્નેનો જીવ જશે."

હરિદાસે ઘણી ઝડપથી તેની કમ્મરે દોરડું બાધી દીધુ. સંન્યાસિનીએ કહ્યુ, "વત્સ! તુ કોણ છે એ નહિ કહે ત્યા સૂધી હુ અહીંથી ખસીશ નહિ."

"મ્હારૂ નામ હરિદાસ છે. હું મુબાઇના રાવ બહાદુર શામદાસ શેઠનો પુત્ર છુ. હવે ચાલો, ઉતાવળ કરો."

આમ કહી હરિદાસ એક પ્રકારે બળ વાપરી દોરડા સાથે

સંન્યાસિનીને નીચે ઉતારવા લાગ્યો. સંન્યાસિની નીચે જમીન ઉપર ઉતરી એટલે હરિદાસ પણ દોરડું પકડી ઝુલી પડયો!

પછી શું થયું એ સંબંધીનું હરિદાસને સ્પષ્ટ જ્ઞાન રહ્યું નહિ. તેને કેવળ એટલુંજ યાદ રહ્યું કે, તે જમીન ઉપર ઉતરી પડયો હતો તથા ચોતરફ એકઠાં થયેલાં માણસો એક સાથે તેના નામનો જય જયકાર કરતાં હતાં. પછી હરિદાસને પોતાની ચારે તરફ અંધકાર દેખાયો. પૃથ્વી ફરતી જણાઇ અને વિના વિલંબે તે બેશુધ્ધ બની ગયો.

તે જ્યારે શુધ્ધિમાં આવ્યો ત્યારે તેણે પોતાને દૂધના જેવી સફેદ અને મખમલ જેવી સુકોમળ શય્યામાં સૂઇ રહેલો જોયો. એ મકાન પણ તેને ઘણું આલિશાન જણાયું. પોતાને ક્યાં લાવવામાં આવ્યો છે એ સંબંધીનો કાંઇ નિર્ણય તે કરી શક્યો નહિ; છતાં પોતે મુંબઇના કે પુનાના બંગલામાં નથી એટલું તો તે અનાયાસે સમજી શક્યો.

એકાએક તેને પેલી ભયંકર આગની વાત યાદ આવી. એ વાત યાદ આવતાં જે કાંઇ બન્યું હતું તે તેના સ્મૃતિપટ ઉપર તાજું થયું. તે સાથે તેને પેલી સંન્યાસિનીનું મુખ યાદ આવ્યું. તેણે બિછાનામાથી ઉઠી ઉભા થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ વેદનાની વિશેષતાથી તે ઉઠી શક્યો નહિ. શરીર ઉપર ઘણે સ્થળે લેપ ચોપડેલો તેના જોવામાં આવ્યો. નિરૂપાયે તે બિછાનામાં પડી રહ્યો.

થોડા સમય પછી કોઇનાં પગલાંનો અવાજ સાંભળી તેણે આંખો ઉઘાડી તો પેલી સંન્યાસિનીને તેણે પોતાની પાસે આવેલી જોઇ.

સંન્યાસિનીએ હરિદાસ નજીક આવી ઘણા મધુર સ્વરે તેમજ સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું, "વત્સ! હવે કેમ છે?"

હરિદાસે કહ્યું, "હજી થોડી વેદનાનો અનુભવ થાય છે. હું ઘણા વખત સુધી ઉંઘ્યો હોઉં એમ મ્હને લાગે છે."

"હા, ત્હારે માટે નિદ્રાની ઘણી જરૂર હતી. સારી નિદ્રા ન આવી હોત તો ત્હારી પીડા વધી જાત. કાલે ત્હેં ઘણા જીવોનું રક્ષણ કર્યું છે. મ્હારૂં રક્ષણ પણ ત્હેંજ કર્યું છે."

પરંતુ જીવ બચાવવાની તમારી વિશેષ ઇચ્છા હોય એમ લાગતું નહોતું."

"મારવું કે જીવાડવું એ માજીની મરજી ઉપર છે. માજી જે કાંઇ કરે છે તે જીવના કલ્યાણ માટેજ કરે છે. મૃત્યુ થયુ હોત તો તેનું મ્હને દુઃખ નહોતું. સદા સર્વદા હું મરવા માટે તૈયાર છું. માજીની ઇચ્છાથી ત્હેં મ્હને બચાવી લીધી છે."

"તમારૂં મ્હોં અગાઉ મ્હેં જોયું છે."

"અશક્ય વાત છે."

"તમારી છબી મ્હેં જોઇ છે. તમે પ્રથમથીજ સંન્યાસિની થયાં હો એમ લાગતું નથી."

"મ્હારા પૂર્વ જીવનનું ઘણા કાળથી અવસાન થઇ ગયું છે."

"એ વાત ખરી છે. જે દિવસથી તમે સંન્યાસ સ્વીકાર્યો છે તે દિવસથી જ તમારા પૂર્વ જીવનનું મૃત્યુ થયું છે છતાં હું ખરૂંજ કહું છું કે, મ્હેં તમારી છબી જોઇ છે. તમારૂં નામ સરલા દેવી છે."

સંન્યાસિનીએ ઘણા કોમળ કંઠે કહ્યું "ખરૂં છે, આ

હેઠ પૂર્વજીવનમાં એ નામથી ઓળખાતો હતો."

ઉન્મત્તભાવથી હરિદાસે પૂછ્યું, "ત્યારે પછી તમારૂં મૃત્યુ થયું છે એવી ખોટી ખબર મ્હારા પિતાને કેમ પહોંચાડી હતી?"

સંન્યાસિનીએ આ પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં મૃદુ સ્વરે પૂછ્યું, "વત્સ! ત્હારા પિતા હયાત છે કે?"

એ સંન્યાસિની ઉપર ક્રોધ કરવાનો હરિદાસનો વિચાર હતો; પરંતુ એ દેવીમૂર્ત્તિ ઉપર તે બિલકુલ ક્રોધ કરી શકયો નહિ.

વળી સરલા જીવતી હતી ત્યારે ખૂનની રાત્રે તેના પિતાએ કયી સ્ત્રી સાથે મુલાકાત કરી હતી? એ સ્ત્રીના હાથમાં પણ તેના પિતાની વીંટી હતી.

હરિદાસનું માથું ભમવા લાગ્યું. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું, "તેઓ હયાત નથી."

સંન્યાસિનીએ થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી કહ્યું, "માજીની ઈચ્છાથીજ ઘણાં વર્ષ પછી ત્હારી સાથે મ્હારી મુલાકાત થઇ છે. તેઓ જે કાંઇ કરે છે તે સારા માટેજ કરે છે. સંન્યાસ લીધા પછી પૂર્વજીવનની વાત કદાપિ નહિ યાદ કરવાનો મ્હેં સંકલ્પ કર્યો હતો; પરંતુ માજીની ઇચ્છાથી આજે એ સંકલ્પનો ભંગ થયો છે. વત્સ! ત્હારા પિતા સાથે મ્હારો નાશિક ક્ષેત્રમાં વિવાહ થયો હતો છતાં એ વિવાહ કહી શકાય તેમ નથી. પૂર્વજીવનની પાપકથા કહેતાં હવે હું સહજ પણ સંકોચાઉં તેમ નથી; કેમ કે મ્હારા એ જીવનનું ઘણા કાળથી અવસાન થઇ ગયું છે. એક વખત હું ત્હારા પિતાને મ્હારા પ્રાણ કરતાં પણ વિશેષ ચાહતી હતી. જો થોડા દિવસ પૂર્વે તેમનું દર્શન થયું

હોત તો મ્હારા જીવનની આજે જૂદીજ સ્થિતિ હોત. મ્હારા પિતા ઘણા સ્વાર્થી અને દ્રવ્યલોલુપ હતા. અમુક પૈસા લઇ પહેલાં તેમણે એક દુરાત્મા સાથે મ્હારો વિવાહ કર્યો હતો. તમારા પિતા નાશિકમાં આવ્યા તે પહેલાં જ મ્હારો એ સ્વામી અદૃશ્ય થઇ ગયો હતો. તેણે અમારા વિવાહની વાત કોઇને કહી ન હોતી તથા મ્હેં પણ એ વાત છુપાવી રાખી હતી.

"તમારા પિતાના નાશિકમાં આવ્યા પછી તેમની સાથે ઓળખાણ થતાં મ્હારા પિતા તરલાનો તેમની સાથે વિવાહ કરવાની ખટપટ કરવા લાગ્યા; પરંતુ તમારા પિતા તરલાને ચાહતા ન હોતા. તેમનો પ્રેમ મ્હારા તરફ આકર્ષાયો હતો. એક દિવસે છુપી રીતે તેમણે મ્હને મ્હારી સાથે વિવાહ કરવાનો પોતાનો વિચાર જણાવ્યો. હું પણ તેમને ચાહતી હોવાથી એ વિચાર જાણી ઘણી આનંદિત થઇ. હું એ લોભ સંવરણ કરી શકી નહિ. મ્હારા પ્રથમના વિવાહ સંબંધે મ્હેં તેમને કાંઇ કહ્યું નહિ. તરલા તેમની વિવાહિતા પત્ની થવા અધીરી બની ગયેલી હોવાથી તે જો મ્હારા વિવાહની વાત જાણી ખરી વાત તમારા પિતાને કહી દેશે તો તમારા પિતા મ્હારો ત્યાગ કરશે એમ ધારી છુપી રીતે તમારા પિતા સાથે લગ્ન કરવાની મ્હારી ઇચ્છા મ્હેં તેમને જણાવી. તેઓ કબૂલ થયા. 'મ્હારો પ્રથમનો પતિ હયાત હોવાં છતાં એક દિવસે છુપી રીતે મ્હારો તમારા પિતા સાથે વિવાહ થઇ ગયો. ત્યાર પછી મ્હારૂ જીવન કેવા શોક સંતાપમાં પસાર થયું એ કેવળ અંતર્યામી જાણે છે! કદાચ પ્રથમનો પતિ આવી ચઢશે અને તેની સાથેના મ્હારા વિવાહની

વાત તમારા પિતાના જાણવામાં આવશે તો કેવું ભયંકર દુ:ખ-દાયક પરિણામ આવશે એ ચિંતાથી હું ઘણી અસ્થિર રહેતી હતી. છતા ઇશ્વરે દયા લાવી સત્વર મ્હારો એ સંતાપ દુર કર્યો. તમારા પિતા મ્હારા પિતાની કુટિલતા જાણી ગયા. બન્ને વચ્ચે ભયકર ઝઘડો અને છેવટે મારામારી સુધ્ધા થઇ. તમારા પિતા પોતાને હાથે મ્હારા પિતાનું ખૂન થયું છે ધારી, પુષ્કળ પૈસા પોલિસને ખવડાવી તેજ દિવસે નાશિકથી નાસી છુટયા."

હરિદાસના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું, "ત્યારે શું મ્હારા પિતાને હાથે તમારા પિતાનું ખૂન થયું ન હોતું?"

"ના, એ મારામારીને પરિણામે મ્હારા પિતાનું ખૂન થયું ન હોતુ; તેઓ કેવળ બેશુધ્ધ બની ગયા હતા. તમારા પિતા નાશિક છોડી ચાલ્યા ગયા પછી તેઓ શુધ્ધિમા આવ્યા હતા; પરતુ પછી તેઓ વિશેષ દિવસ સૂધી જીવી શકયા નહિ. એક મહિના પછી લોકલાજના ભયથી તેમણે આત્મહત્યા કરી.

તમારા પિતાના ચાલ્યા ગયા પછી સઘળી હકીકત જાણવામાં આવતા તરલા મ્હારા ઉપર ખડ્ગ હસ્ત થઇ; મ્હારૂં જીવન પણ દુ:ખમય બની ગયુ હતું. એ અસહ્ય યાતના ભોગવવા કરતાં મૃત્યુજ ઉત્તમ છે એમ વિચારી એક દિવસે ગંભીર રાત્રે હું પાપતાપ વિનાશિની સકળ સંતાપહારિણી પુણ્ય સલિલા ગોદાવરીમા ડુબી મરવા ગઇ હતી. દૈવયોગે એક વૃધ્ધ સંન્યાસીએ મ્હારૂં રક્ષણ કર્યું તથા તેમણેજ યથા સમયે મ્હને દીક્ષા આપી. તે દિવસથી સરલા મરી ગઇ છે. વત્સ! તું પણ સરલા જીવતી છે એવો વિચાર કદાપિ ત્હારા અંતરમાં લાવીશ નહિ.

"સંસારમાં સરલા જીવતી નથી એવું ત્હારા પિતાને જણાવવાના હેતુથીજ ગોદાવરીમાં ડુબી મરવાથી મ્હારૂં મૃત્યુ થયું છે એવી વાત ફેલાવવામાં આવી હતી. ગુરૂદેવેજ એ વાત સહુને કહી હતી. તે દિવસથીજ દુનિયાની દૃષ્ટિએ સરલા મરી ગઇ છે."

સંન્યાસિનીએ થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કહ્યું, "વત્સ! ત્હારે માટે પાલખી મંગાવી છે. તું હવે ત્હારા નિવાસ સ્થળે જા. સંસાર વ્યવહારમાં લિપ્ત થવાનો ગુરૂદેવે મ્હને નિષેધ કરેલો છે."

આમ કહી સંન્યાસિની ત્યાંથી વિદાય થવા લાગી એટલે હરિદાસે કહ્યું, "માજી, હું તમને એક વાત પૂછવા ઇચ્છું છું."

સંન્યાસિની ઉભી રહી. તેણે મૃદુ સ્વરે કહ્યું, "જે પૂછવું હોય તે પૂછ."

"મ્હારા પિતાના હાથે હમ્મેશાં એક વીંટી રહેતી હતી."

"એવીજ બીજી એક વીંટી હજી મ્હારી પાસે પણ છે."

હરિદાસે ઉત્તેજિત ભાવથી કહ્યું, "ત્યારે ઘણી લુચ્ચાઇ રમાઇ હોય એમ લાગે છે! મ્હારા પિતાના મૃત્યુની હકીકત તમે સાંભળશો કે?"

"કહે, સાંભળીશ. મૃત્યુજ ખરો આનંદ છે."

"એક દિવસે મોડી રાતે કોઇનો પત્ર મળતાં તેઓ છુપી રીતે બંગલાની બ્હાર નીકળી પડયા હતા. બ્હાર જઇ તેઓ એક સ્ત્રીને મળ્યા હતા. બંગલે પાછા ફરી તેઓ પોતાના બેઠકખાનામાં એક પત્ર લખતા બેઠા હતા. એ સ્થિતિમાંજ બીજે દિવસે સ્હવારે તેમનું મૃત્યુ થયેલું માલૂમ પડ્યું હતું."

"ત્યારે તો આકસ્મિક રીતે તેમનું મૃત્યુ થયું હતું, કેમ?"

"હા. હજી એ સંબંધી મ્હારે બીજી હકીકત તમને કહેવાની છે."

"તેમણે આત્મહત્યા કરી હતી?"

"એમ હોય અગર તો કોઇએ તેમનું ખૂન કર્યું હોય. વળી એજ રાત્રે જે સ્ત્રીને તેઓ મળવા ગયા હતા તેનું પણ ખૂન થયું હતું."

"ઘણો ભયંકર બનાવ!"

"વળી એ સ્ત્રીના હાથ ઉપર પણ મ્હારા પિતાના હાથ ઉપર હતી એવીજ વીંટી હતી."

આ વખતે સંન્યાસિની સહજ ચચળ બની ગઇ, છતાં તે કાંઇ બોલી નહિ. હરિદાસ કહેવા લાગ્યો, "એ બન્ને ખૂનનુ રહસ્ય-તેમાં પણ મુખ્યત્વે કરીને મ્હારા પિતાના ખૂનનુ રહસ્ય ઉકેલવું એ મ્હારૂં કર્ત્તવ્ય છે એમ વિચારી હુ એ સબધી તપાસ ચલાવવા લાગ્યો. મ્હારા પિતાજીના કાગળ પત્રો તપાસી તથા જુના નોકર બિહારીની હકીકત સાભળી તેમની સાથે તમારો છુપી રીતે વિવાહ થયો હતો એમ હુ જાણી શક્યો. મ્હારા પિતાએ નાશિકમાંથી એકજ નમુનાનાં બે વીંટીઓ ખરીદી એક તમને આપી હતી અને બીજી તેઓ પોતે પહેરતા હતા. તેથી ખૂનની રાતે તેઓ જે સ્ત્રીને મળ્યા હતા તે તમેજ હશો તથા તમારૂંજ ખૂન થયું હશે એમ મ્હેં ધાર્યું હતુ."

સંન્યાસિનીએ મૃદુસ્વરે કહ્યું, "તેમણે પ્રથમ મ્હારૂં ખૂન કરી પછીથી આત્મહત્યા કરી હશે એમજ ત્હારૂં ધારવું

હતું, કેમ ?"

"હા, બનેલા ભયંકર બનાવથી મ્હારી માતા ગાંડા જેવી બની ગઈ છે. બિહારી મરવા પડ્યો છે, મ્હારી સ્થિતિ કેવી થઈ છે એ તમે તમારી નજરે જોઇ શકો છો. વળી—"

સંન્યયાસિની વચ્ચેજ બોલી ઉઠી, "મ્હારૂં ખુન થયું નથી."

"એ તો હવે હું પણ જોઈ શકુ છું."

"ત્હારા પિતા—"

એકાએક સન્યાસિની ચમકી ઉઠી. તેની દેહલતા થર થર કંપવા લાગી. બે હાથથી તેણે પોતાનું માથું દબાવી રાખ્યું. સન્યાસિનીને એકાએક કોઇ વાત યાદ આવી હોવી જોઇએ એમ હરિદાસને લાગ્યું એવામાં સન્યાસિનીએ એક અસ્પષ્ટ આર્ત્તનાદ કર્યો અને પછી વિનાવિલંબે તે બેશુધ્ધ બની ગઇ.

સન્યાસિનીને મુર્ચ્છા આવવાનું કારણ હરિદાસ કળી શક્યો નહિ. તે સ્તંભિત ભાવથી ઉભો રહ્યો. પછી વ્યાકુળ ભાવથી તેણે એ ઘરના માણસોને હાંકો મારવા માંડી.

તેની હાંકો સાભળી કેટલાક માણુસો એ સ્થળે દોડી આવ્યા હરિદાસે વિહ્વળ ભાવથી કહ્યુ, "માજી બેહોશ બની ગયા છે."

સહુએ વ્યકુળતાથી પૂછ્યું, "એમ શાથી થયું ?"

"એ હુ જાણુતો નથી. હવે શું થશે ?"

"બ્હીશો નહિ, તેઓ શુધ્ધિમા આવતા હોય એમ લાગે છે."

આ વાત ખરી હતી. સંન્યાસિની ધીમે ધીમે શુધ્ધિમાં

આવતી હતી બે ચાર માણસોએ તેને બિછાનામાં સૂવાડી દીધી. એક માણસ તેના મુખ ઉપર ઠંડા પાણીની છાલકો ફેંકવા લાગ્યો સન્યાસિનીએ ધીમે ધીમે આંખો ઉઘાડી. આશ્ચર્યચકિત ભાવથી ચારે તરફ જોઇ તે બિછાનામાં બેઠી થઇ ગઇ.

હરિદાસ નજરે પડતાં તેને સઘળી હકીકત યાદ આવી. તેણે મૃદુ સ્વરે કહ્યું, " તમારે કોઇએ બ્હીવાની જરૂર નથી. વચ્ચે વચ્ચે આવી રીતે મ્હને મુર્ચ્છા આવે છે. તમે સહુ અહીંથી ચાલ્યા જાઓ. હું આ યુવક સાથે એકાંતમાં થોડી વાતચિત કરવા ઇચ્છું છું."

બીજાં બધાં માણસો વિદાય થઇ ગયાં એટલે સન્યાસિનીએ હરિદાસની નજીક આવી કહ્યું, " વત્સ ! હમણાં તું મ્હને કોઇ વાત પૂછીશ નહિ. યથા સમયે તું સઘળી હકીકત જાણી શકીશ. ચાલ, હું પણ ત્હારી સાથે પુને આવું છું."

આ વખતે હરિદાસ કાંઈ બોલવા જતો હતો; પરંતુ સંન્યાસિનીએ નિષેધ કર્યો એટલે તે ચુપ રહ્યો.

—:o:—

# પ્રકરણ ૩૫ મું

—o—

## અણધારી મુલાકાત

હરિદાસ એકાએક અદશ્ય થઈ જવાથી પુનામાં થોડો ગભરાટ ફેલાયો હતો. બિહારીની અધીરતા એટલી બધી વધી ગઇ હતી કે, તે ગાંડા જેવો બની ગયો હતો! અલ્પ કાળ માટે ફરવા ગયેલો હરિદાસ બે દિવસ થઇ જવા છતાં પાછો ફર્યો નહિ તેથી બિહારીની દુશ્ચિંતાનો પાર રહ્યો નહિ.

બીજી તરફથી પ્રાણલાલ પણ વિચારમાં પડી ગયો હતો. બીજે દિવસે સંધ્યાકાળે હરિદાસે તેને મળવાનો વાયદો કર્યો હતો. એ વખતે તે લીલાવતી સાથે વિવાહ કરવા રાજી છે કે કેમ તેનો ઉત્તર આપવાનો હતો, પરંતુ તે એકાએક ગૂમ થઈ ગયો હતો! પુષ્કળ તપાસ કરવા છતાં તે હરિદાસનો પત્તો મેળવી શકયો નહોતો.

લીલાવતી પણ ઉન્માદિની જેવી બની ગઇ હતી! ખુલ્લી રીતે તે પોતાના અંતરની વેદના કોઈની આગળ દર્શાવી શકતી નહોતી. હૃદયમાં ને હૃદયમાં તે આકાશ પાતાળની ચિંતા કર્યા કરતી હતી. તેની વેદનાનું વર્ણન નિર્જીવ લેખિનીથી થઇ શકે તેમ નથી.

સુધાકર હજી સૂધી છોટાલાલના ઘરનો ત્યાગ કરી શકયો નહોતો. તે માસ્તર મહાશયની સાથે છોટાલાલને ઘેર રહ્યો હતો. બે દિવસમાં પુના છોડી ચાલ્યા જવાનો પ્રથમ તેનો વિચાર હોવા

છતાં લગભગ એક અઠવાડીઉં પસાર થઈ ગયું હતું. દરરોજ રાત્રે જુગાર ખેલાતો હતો; ઘોડદોડની શર્તોની તેઓ એક બીજા સાથે બીટ મારતા હતા; પહેલા બે દિવસે સુધાકર જીત્યો હતો, પછી દરરોજ તેની હાર થતી હતી. પાસે વિશેષ રકમ નહિ હોવાથી તે દેવાના બદલામાં છોટાલાલને હૅન્ડનોટો લખી આપતો હતો. ખરી રીતે જોવા જતાં તે વિનાશને માર્ગે ધીમે ધીમે આગળ વધતો હતો.

હરિદાસના ગૂમ થવાથી સુધાકર વિશેષ ચિંતાતુર બન્યો નહિ; વળી એ બનાવથી છોટાલાલ ઘણો ખુશી થયો. તે જાણતો હતો કે, હરિદાસ પુનામાં હાજર હોત તો સુધાકરને નીચોવવાનો તેનો હેતું સફળ થાત નહિ. હરિદાસનું અકાળ મૃત્યુ થયું હોત તો પણ છોટાલાલને બિલકુલ ખેદ થાત નહિ.

સુધાકર પ્રાણલાલને બંગલે ગયો એટલે પ્રાણલાલે અધીરતાથી હરિદાસની ખબર પૂછી. સુધાકરે ઉત્તરમાં કહ્યું, "તેમને માટે ચિંતા કરવાની કાંઇ જરૂર નથી. એમનો સ્વભાવ હું ઘણી સારી રીતે જાણું છું! તેઓ તરંગી છે. ઘડીમાં અહીં હોય તો ઘડી પછી તરંગને વશ થઇ સેંકડો ગાઇ દૂર ચાલ્યા જાય છે. પોતે કયાં જાય છે, કયારે પાછા ફરશે એ સંબંધી તેઓ કોઇને કાંઇ કહેતા નથી."

સુધાકરના આ ઉત્તરથી પ્રાણલાલને સંતોષ થયો નહિ. સુધાકરના વિદાય થઇ ગયા પછી કન્યાને પાસે બોલાવી, પોતાની નજીક બેસાડી સ્નેહપૂર્ણ સ્વરે તેણે કહ્યું, "બ્હેન! હરિદાસ એકાએક ચાલ્યા ગયા હોવાથી તું ઘણી દુ:ખિત થઇ છે એ હું

સમજી શકી છું. તેમની સાથે ત્હારો વિવાહ થાય એ માટે હું મ્હારાથી બનતી મહેનત કરૂં છું."

લીલાની બન્ને આંખોમાં પાણી ભરાઇ આવ્યું. તે અસ્પષ્ટ સ્વરે બોલી, "બાપા—બાપા—"

પ્રાણલાલનું ગળું પણ ભારે થયું. કંપતા કંઠે તેણે કહ્યું, "જો હું હરિદાસ સાથે ત્હારો વિવાહ કરી શક્યો હોત તો મ્હારા હૃદયનો ઘણો ભાર હલકો થઇ જાત. હું હરિદાસનો ઘણો ઋણિ છું."

"બાપા! તમે ક્યા ઋણની વાત કરો છો?" લીલાએ જીજ્ઞાસાથી પૂછ્યું.

"એ ઋણની વાત હરિદાસ પોતે પણ જાણતા નથી. કેવળ હું જ જાણું છું. મ્હારા મૃત્યુ પછી તેઓ એ વાત જાણી શકશે. વળી હવે મ્હારૂં મૃત્યુ થવાને કાંઇ વિશેષ દિવસ લાગે તેમ નથી."

"બાપા! તમે આવું અમંગળ શા માટે બોલો છો?"

પ્રાણલાલ ઘણા સમય સુધી ચુપ બેસી રહી સ્નેહાતિશયથી કન્યાના માથા તથા બરડા ઉપર હાથ ફેરવવા લાગ્યો. પછી તેણે એકાએક વાતને ફેરવી નાખી કહ્યું, "બ્હેન! સુધાકર જ્યારે પહેલ વહેલા આપણે ઘેર આવ્યા ત્યારે છોટાલાલ સારો માણસ નથી એમ કહી તેમને મ્હેં ચેતાવ્યા હતા એ તું જાણે છે. સારા ગૃહસ્થ માણસોને મીઠું મીઠું બોલી પોતાની જાળમાં ફસાવી, જુગાર રમાડી તેમનું સર્વસ્વ લૂંટી લેવાનો ધંધો છોટાલાલ કરે છે."

"હા, ખરી વાત છે." લીલાએ કહ્યું.

"આ પ્રસંગનું પરિણામ પણ એવુંજ આવ્યું છે. સુધાકર હમ્મેશાં છોટાલાલ સાથે જુગાર રમે છે એવી મ્હને ખબર મળી છે. પહેલા બે દિવસ સુધાકરને જીતાડયા પછી દરરોજ છોટાલાલ બદમાશીથી તેમને હરાવે છે. સુધાકર પાસે વિશેષ રકમ નહિ હોવાથી તેઓ દરરોજ દેવાના બદલામા એ શયતાનને હૅન્ડનોટ લખી આપે છે."

"ત્યારે માસ્તર મહાશય સુધાકરને સમજાવતા કેમ નથી?"

"બ્હેન! જુગાર એ ભયંકર બદી છે. એ એક જાતનું જીવલેણ વ્યસન છે. એક વખત એ બદીનો ચેપ લાગ્યા પછી તેમાંથી મુક્ત થવાનું કામ ઘણું મુશ્કિલ છે. મુંબાઇ, પુના અને કલકત્તાની ઘોડદોડની શરતોને પરિણામે કેટલાં કુટુંબો પાયમાલ થઇ ગયાં છે, કેટલા માણસોએ આબરૂ બચાવવા આત્મહત્યાઓ કરી છે એ કેવળ અનુભવીઓ જ જાણે છે. માસ્તર મહાશયને પણ જુગારનો ચેપ લાગ્યો છે. તેમણે પણ ઘણી રકમ ગૂમાવી છે."

"છોટાલાલ જેવા શયતાન માણસને સખ્ત શિક્ષા થવાની જરૂર છે."

"હું એ બદમાશને બરાબર ઓળખતો હતો; વળી પારકી પંચાતમાં માથું મારવાની મ્હારી ઇચ્છા નહોતી; છતાં હવે હું ચુપ રહી શકું તેમ નથી. સુધાકર હરિદાસની બ્હેનના પુત્ર છે. તેમનું અહિત એ હરિદાસનું જ અહિત છે."

"ત્યારે તમે શું કરશો?" લીલાવતીએ પૂછ્યું.

"છોટાલાલ જે પત્તાંથી રમે છે તેના ઉપર તેણે સૂક્ષ્મ ચિહ્નો કર્યાં હોય એવી મ્હારી દૃઢ માન્યતા છે. એ ચિહ્નો જોઇ તે જીતી શકે છે."

"એ તો ઘણી લુચ્ચાઇ કહેવાય." લીલાએ તિરસ્કાર દર્શાવતાં કહ્યું.

"મ્હારી માન્યતા ખરી છે કે કેમ એ વિષયનો નિશ્ચય કરવા આજે મ્હેં સુધાકર, માસ્તર તથા છોટાલાલને આપણે ત્યાં નિમંત્રણ કર્યું છે. મ્હારી પાસે પુષ્કળ સંપત્તિ છે એ છોટાલાલ જાણે છે, અને તેથીજ પોતાની સાથે જુગાર રમવા માટે ઘણી વખતે મ્હને લલચાવવાનો તેણે પ્રયત્ન કર્યો હતો. આજે મ્હેં પોતે જ રમવાની વાત કાઢેલી હોવાથી એ ઘણો ખુશી થયો છે. પત્તાં લઇ સન્ધ્યાકાળે તેઓ આવવાના છે."

"ક્યાં ! આપણે ઘેર આવવાના છે ?"

"હા, આજે રમત અહીં ચાલવાની છે."

"બાપા ! એ બદમાશ માણસને અહીં બોલાવ્યો એ તમે ઠીક કર્યું નથી. કદાચ તે કાંઇ નવાજુની કરી બેસશે."

"આજ પછી તે કોઇ પણ માણસને પાયમાલ ન કરી શકે એવી વ્યવસ્થા હું કરવાનો છું. તું ઘરમાં જા, હું હરિદાસની ખબર મેળવી વિના વિલંબે પાછો આવું છું."

આમ કહી હરિદાસે જે બંગલો ભાડે લીધો હતો, એ બંગલે પ્રાણલાલ ગયો. બંગલામાં કોઇ તેની નજરે પડ્યું નહિ. બેઠકખાનાનું દ્વાર બ્હારથી ખુલ્લું જોવામાં આવતાં તે ઉઘાડી તેણે અંદર પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કરતાંજ સ્તંભિત બની

જઇ અજાયબીથી તે બોલી ઉઠયો, " બિહારી ! "

બિહારી પણ પ્રાણુલાલને જોઇ વિસ્મિત બની ગયો હતો. આવી આકસ્મિક મુલાકાતની કલ્પના સુધ્ધાં તેના મનમાં ઉપજી ન હોતી ! ઘણાં વર્ષ અગાઉ પ્રાણુલાલને તેણે નાશિકમાં જોયો હતો. એ વખતે પ્રાણુલાલ દેખાવડો યુવક હતો; હમણાં વયોવૃધ્ધિની સાથે તે વૃધ્ધ થયો હતો, શરીર જીર્ણ શીર્ણ થઇ ગયું હતું; પરંતુ બિહારી તેને જોતાની સાથેજ ઓળખી શકયો. તેણે કહ્યુ, " પ્રાણુલાલભાઇ ! હું બિહારી જ છું. "

" હું એમ ધારતો હતો—"

વચ્ચે જ બિહારી બોલી ઉઠયો, " આપ એમ ધારતા હશો અગર તો આપે એમ સાભળ્યું હશે કે, હું કોઇ સ્થળે છુપાઇ રહ્યો હતો ખરૂ ને ? "

" હા, મ્હેં એવી જ વાત સાંભળી હતી. ત્યારે પછી પોલિસ—"

" પોલિસ મ્હને કાંઇ કરી શકી નથી. હજી પણ મ્હારા નામ ઉપર વૉરંટ છે; આમ છતાં હરિદાસભાઇ જાણી શકયા છે કે, હુ નિર્દોષ છુ. હવે કદાચ હું પકડાઉ તો પણ મ્હને ભય નથી; છતાં આપ મ્હને પકડાવવાનો પ્રયત્ન નહિ જ કરો એવુ મ્હારૂં ધારવું છે. "

" મ્હારે શા માટે તને પકડાવવો જોઇએ ? મ્હારા તરફથી ત્હારૂં કાંઈ અનિષ્ટ થનાર નથી; એ માટે તુ બેફિકર રહે. "

પછી પ્રાણુલાલે હરિદાસના સમાચાર પૂછ્યા. બિહારીએ ઉત્તરમાં કહ્યું, " મ્હને તેમની કાંઈ ખબર મળી નથી. "

"તું શું ધારે છે? તેઓ ક્યાં ગયા હશે?"

"હું કાંઈ ધારી શકતો નથી."

"તને કાંઇ કહી ગયા છે?"

"ના"

આ વખતે એક માણસ હાથમાં બૅગ લઇ એ દિવાનખાનાના દ્વાર પાસે આવી ઉભો રહ્યો. એ મોહનલાલ હતો. મોહનલાલને આટલું બધું આશ્ચર્ય પોતાના જીવનમાં કદાપિ ઉપજ્યું નહોતું. વળી તેને સકારણ આશ્ચર્ય ઉપજ્યું હતું. બિહારી અહીં હશે એવો વિચાર સ્વપ્નમાં પણ તેને આવ્યો ન હોતો. આમ છતાં બિહારી કરતાં પ્રાણલાલને એ સ્થળે જોઈ તે વિશેષ આશ્ચર્ય પામ્યો હતો.

પોષ્ટમાર્ફત તેને જે ફોટોગ્રાફ મળ્યો હતો તે પ્રાણલાલનો જ છે એવી તેનું મ્હોં જોતાં જ હરિદાસની ખાત્રી થઇ. ફોટો યુવાવસ્થાનો હતો અને પ્રાણલાલ હમણાં વૃદ્ધ હતો; છતાં મ્હોં એક જ હતું.

મોહનલાલને એકાએક પોતાની પાસે ઉપસ્થિત થયેલો જોઇ ભય તથા વિસ્મયથી બિહારી દિગ્મૂઢ બની ગયો તેનું મ્હોં ઉતરી ગયું. તેનું શરીર થર થર કંપવા લાગ્યું. મોહનલાલ ખૂનની તપાસ ચલાવે છે એ તે જાણતો હતો. તે પોતાનો પત્તો મેળવી પોતાને કેદ પકડાવવા આવ્યો હશે કે કેમ એ બિહારી વિચારી શક્યો નહિ.

પ્રાણલાલે પહેલાં કદાપિ મોહનલાલને જોયો ન હોતો; આમ છતાં મોહનલાલને જોઇ બિહારી ભયભીત શા માટે બની

ગયો એ સમજી નહિ શકાયાથી તે મંત્રમુગ્ધ બની મોહનલાલના મુખ તરફ જોઇ રહ્યો. તેનું મ્હોં પણ સફેદ પુણી જેવું થઇ ગયું.

મોહનલાલે એ બન્ને જણાનો ભાવ જોઈ હસીને કહ્યું, "હું પ્રેતાત્મા અગર ભૂત નથી; મ્હારા આ શબ્દો સાચા ન લાગતા હોય તો તમે મ્હારા દેહને સ્પર્શ કરી જુઓ બિહારી, તું ધ્રુજે છે શા માટે? મ્હને જોઇ તું જડ જેવો કેમ બની ગયો છે મ્હને ઘણી ક્ષુધા લાગી છે હરિદાસભાઇ ક્યાં છે? હું થાક્યો પાક્યો સ્ટેશનેથી સીધો અહીં ચાલ્યો આવું છું. ચ્હા વગેરેની વ્યવસ્થા કરવાને બદલે તું આમ કંપતો કેમ ઉભો રહ્યો છે?"

આ શબ્દો સાંભળી બિહારીના જીવમાં જીવ આવ્યો. તેણે કંપતા કંઠે કહ્યું, "તમે બેસો, હું હમણાં જ ચ્હા લઈ આવું છું"

"આ કોણ છે?" પ્રાણલાલ તરફ આંગળી કરી મોહનલાલે પૂછ્યું.

"એમનું નામ પ્રાણલાલ છે."

"પ્રા...ણ...લા...લ?"

પ્રાણલાલે બિહારી તરફ જોઈ કહ્યું, "ભાઇ આવે એટલે તું મ્હને ખબર પહોંચાડ જે."

પછી ઉત્તરની રાહ નહિ જોતાં તે ઝડપથી એ સ્થળેથી ચાલ્યો ગયો. બળપૂર્વક તેને જતો અટકાવવાની મોહનલાલની એક વખત ઇચ્છા થઇ હતી. પરંતુ મહાકષ્ટે તેણે આત્મસંવરણ કર્યું હતું. બિહારી ચ્હા બનાવવા જતો હતો એવામાં મોહનલાલે તેને કહ્યું, "ઉભો રહે, થોડું કામ છે."

બિહારી ભયભીત બની ઉભો રહ્યો. મોહનલાલે પૂછ્યું, " એ માણસ કોણ હતો ? "

" મ્હેં તમને કહ્યું તો ખરૂં કે, એમનું નામ પ્રાણલાલ છે."

" એ તો મ્હેં પણ સાંભળ્યું. તેમના સંબંધી તું જે કાંઇ જાણતો હોય તે મ્હને કહે. "

" હું કાંઇ જાણતો નથી ' અહીં રહે છે એટલું જ જાણું છું. "

મોહનલાલે કહ્યું, " ઠીક છે. જા, ચ્હા બનાવી લાવ. "



## પ્રકરણ ૩૬ જું.



### સુધાકરે કરેલો વિચિત્ર ખુલાસો.

બિહારી ચ્હા બનાવવા ચાલ્યો ગયો. મોહનલાલ વિચારમગ્ન ચિત્તે સિગારેટ સળગાવી ધુમ્રપાન કરવા લાગ્યો. થોડા સમયમાંજ બિહારી ચ્હા લઇ આવ્યો. પછી ચ્હા પીતાં પીતાં બિહારીને મોહનલાલે પુછયું, " હરિદાસભાઇ કયાં છે ? "

બિહારીએ વિષણ્ણ સ્વરે કહ્યું, " એ દિવસથી તેઓ બ્હાર ચાલ્યા ગયા છે. કયાં ગયા છે તથા કયારે પાછા ફરવાના છે એ હું જાણતો નથી."

મોહનલાલે વિસ્મિત બની કહ્યું, " અજાયબીની વાત છે ! જતી વખતે તેમણે તને કાંઇ કહ્યું હતું કે ? "

"ફરવા જાઉં છું; જલ્દી પાછો આવીશ? એટલું કહી તેઓ ચાલ્યા ગયા છે." બિહારીએ ઉત્તર આપ્યો, અને ઉમેર્યું, "બે દિવસ થઇ જવા છતાં તેમનો કાંઇ પત્તો નથી."

"ત્હેં તપાસ કરી હતી કે?"

"હું ક્યાં તપાસ કરું?"

"આ પુના શહેર તથા કૅમ્પમાં."

"તપાસને અંતે એમ માલૂમ પડ્યું છે કે, તેઓ પુનામાં નથી. પ્રાણલાલ પણ ભાઇની બાતમી મેળવવા માટેજ અહીં આવ્યા હતા."

મોહનલાલે વિશેષ ચિંતાતુર બની કહ્યું, "ઠીક છે!" તે વિશેષ કાંઇ બોલ્યો નહિ. આ વખતે તેના મનમાં ઘણા વિચારો ઉપજતા હતા.

બિહારીને પુછ પરછ કરતાં મોહનલાલ એમ જાણી શક્યો કે, હરિદાસ પોતાની સાથે વિશેષ કપડાં લત્તાં અગર બીજો કાંઇ સરસામાન લઇ ગયો નહોતો. આવી સ્થિતિમાં તે પુના છોડી બ્હારગામ ચાલ્યો જાય એ મોહનલાલને અશક્ય લાગ્યું

મોહનલાલના મનમાં વળી પાછા પ્રાણલાલ સંબંધીના વિચારો ઉપજવા લાગ્યા. તેણે વિચાર્યું, "ત્યારે શું ખૂનની રાતે વિમળાને ઘેર જનાર ત્રીજો માણસ આ પ્રાણલાલ જ હશે કે? પોષ્ટ માર્ફત મ્હને જે છબી મળી છે તે પ્રાણલાલની છે એમાં હવે કાંઇ સંદેહ જેવું નથી. આ પ્રાણલાલે જ એ રાત્રે વિમળા તથા રામદાસ શેઠનું ખૂન કર્યું હશે કે? જે માણસ એક ખૂન કરી શકે તે બીજું ન કરી શકે કે? ત્યારે પ્રાણલાલે આ પુનામાં

હરિદાસનું પણ ખૂન કર્યું હશે કે? આ સંસારમાં અસંભવ જેવું કાંઇ નથી."

આવા વિચારોથી મોહનલાલ અધીર બની ગયો. થોડા સમય સુધી ચુપ બેસી રહ્યા પછી એકાએક કાંઇ યાદ આવતાં તેણે બિહારીને પૂછ્યું, "પ્રાણલાલ સાથે હરિદાસ ભાઇની ઓળખાણ કેટલા દિવસથી થઇ છે?"

આ પ્રશ્નનો પ્રથમ તો બિહારી કાંઇ ઉત્તર આપી શક્યો નહિ. પ્રાણલાલની કોઇ વાત કહેવા જતાં નાશિકમાં રામદાસ શેઠે ઘણાં વર્ષ પૂર્વે જે ગુપ્ત વિવાહ કર્યો હતો એ વિવાહની વાત કહેવી પડે તેમ હતું. પોતાના દેહમાં જીવનનું અસ્તિત્વ હોય ત્યાં સુધી શેઠની એ છુપી વાત કોઇને નહિ કહેવાનો બિહારીએ પોતાના મન સાથે દૃઢ સંકલ્પ કર્યો હતો. બિહારીને વિચારમાં પડી ગયેલો જોઇ મોહનલાલે પૂછ્યું, "તેમની બન્નેની ઓળખાણ આ પુનામાં થઇ છે કે?"

"કદાચ એમ પણ હોય." બિહારીએ ઉડતો ઉત્તર આપ્યો.

મોહનલાલે બિહારીના મુખ તરફ તીવ્ર દૃષ્ટિથી જોઇ કહ્યું, "મ્હારી પાસે તું ખોટું બોલીશ નહિ, સાચું કહે જોઇએ કે, તું એ પ્રાણલાલને કેટલા દિવસથી ઓળખે છે?"

બિહારીએ ભયભીત ભાવથી કહ્યું, "મ્હેં આજે એમને પહેલી વખત જોયા છે."

મોહનલાલે કિંચિત્ ક્રોધ સૂચક સ્વરે કહ્યું, "ત્હારે યાદ રાખવું જોઇએ કે, હું કાંઈ ઘાસ ખાતો નથી. તમારી બન્નેની વચ્ચે જે વાત થતી હતી એ ઉપરથી આ તમારી પહેલી મુલા-

કાત હોય એમ લાગતું નથી. તું ખરી હકીકત કહે."

"મ્હેં તમને ખરીજ હકીકત કહી છે."

"ઠીક છે, જે બે ખૂન થયાં છે એ બન્ને ખૂનની હું તપાસ કરૂં છું એ વાત તું જાણે છે?"

"મ્હોટા લોકની મ્હોટી વાતોમા મ્હારે એટલા બધા ઉંડા ઉતરવાની શી જરૂર?"

"ખૂન થયું એ રાતે તુ અને રામદાસ શેઠ વિમળાની પાસે ગયા હતા એ વાત પણ હું જાણું છું."

બિહારીનું મ્હો ઉતરી ગયુ. તેનું સર્વાંગ પસીનાથી ભીંજાઇ ગયું. તેની સ્થિતિ સમજી જઇ મોહનલાલે ગંભીર ભાવથી કહ્યું, "ત્હારે બ્હીવાની જરૂર નથી. ત્હેં ખૂન નથી કર્યું એ હું જાણી શકયો છુ. છતા તુ મ્હારી પાસે જૂઠું ન બોલ. ત્હારી સાથે પ્રાણલાલની આ પહેલી મુલાકાત નથી એ હુ સ્પષ્ટ સમજી શકયો છું."

"મ્હે તમને ખરી હકીકત કહી છે."

આ વખતે પોતાના ખીસ્સામાંથી પેલી છબી બહાર કાઢી મોહનલાલે બિહારીને પૂછ્યું, "જો જોઇએ, આ છબી કોની છે? આ માણસને તું ઓળખી શકે છે?"

બિહારીનું આખું શરીર કંપી ઉઠ્યુ. અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું, "તમે......"

બિહારી પોતાનું વાકય સંપૂર્ણ ઉચ્ચારી શકયો નહિ. મોહનલાલે ઝડપથી તેની નજીક જઇ તેને પકડી લીધો; નહિ તો તે જમીન ઉપર પછડાત અને તેને ઘણુ વાગત. મોહનલાલ સમજી

શક્યો કે, બિહારીને મુર્છા આવી છે.

મોહનલાલ બિહારીનું મ્હોં જોઇ ભયભીત બની ગયો. બિહારીનું શરીર એટલું બધું દુર્બળ થઇ ગયું હતું કે, આવી મુર્છાને પ્રસગે તેનું હૃદય બંધ પડી જવાનો સપૂર્ણ સંભવ હતો. તેને મૃત્યુ મુખમાં જોઇ મોહનલાલે ઝડપથી નોકરને બોલાવ્યો. એક ઘાટી વિના વિલબે આવી પહોંચ્યો. મોહનલાલે તેને પાણી લઇ આવવાની આજ્ઞા કરી.

પ્રાણુલાલની છબી જોવામાં આવતા બિહારીની આવી શોચનીય સ્થિતિ થઇ જવાનું કારણ મોહનલાલ કળી શકયો નહિ. ભેદનું કોકડું વિશેષ ગુંચવાતું હોય એમજ તેને લાગ્યું.

ઘાટી પાણી લઇ આવ્યો એટલે મોહનલાલ બિહારીના મ્હોં ઉપર એ ઠંડું પાણી છાંટવા લાગ્યો. થોડા વખત પછી આંખો ઉઘાડી વ્યાકુળ ભાવથી બિહારી આસપાસ જોવા લાગ્યો. એ વખતે તેને વિરકત કરવાનુ વ્યાજબી નહિ લાગવાથી મોહનલાલે કહ્યું, "હમણા તુ સૂઇ રહે. હું હરિદાસ ભાઈની તપાસ કરવા જાઉં છું."

બિહારી કાઇ બોલ્યો નહિ. તે ઝડપથી એ બંગલાની બ્હાર નીકળી પડયો.

વિચારોની વિશેપતાથી મોહનલાલનું ચિત્ત અસ્થિર બની ગયું હતું. તેણે વિચાર્યું, "તપાસનું કામ હાથમાં લઇ મ્હેં વિના કારણુ ઉપાધિ વ્હોરી લીધી છે. પારકાને માટે મ્હારે શા સારૂ આટલું બધું કષ્ટ વેઠવું જોઇએ ? હું તપાસના કામમાં જેમ જેમ વિશેપ ઉંડો ઉતરતો જાઉ છુ તેમ તેમ ભેદનુ કોકડું વિશેપ

ગુંચવાય છે. એ ભેદનો પર્દો ખુલે એમ મ્હને લાગતું નથી. પોષ્ટ માર્ફત મ્હને જે છબી મળી છે એ પ્રાણુલાલની છે એમાં સહજ પણ સંદેહ નથી. પ્રાણુલાલને બિહારી સાથે પૂર્વ પરિચિત માણસની માફક વાતચિત કરતાં આજે મ્હેં જોયો છે. આમ છતા પ્રાણુલાલની છબી જોઇ બિહારી મુર્ચ્છિત કેમ બની ગયો ? હું એમાનો કાંઈ ભેદ સમજી શકતો નથી.” ગમે તેમ હો, હમણાં એ બધા વિચારો પડતા મૂકી મ્હારે હરિદાસની તપાસ કરવી જોઇએ. તેની સ્થિતિ પણ તેના પિતા જેવી નહિ થઇ હોય એની ખાત્રી શી ? રામદાસ શેઠનું ખૂન કરવા છતા ખુનીનો ક્રોધાગ્નિ શાન્ત થયો નહિ હોય તેથીજ તેણે શેઠના-પોતાના શત્રુના એકના એક પુત્રનું ખૂન કર્યું હોય એ બનવા જેવું છે.”

મોહનલાલનો હરિદાસ ઉપર આંતરિક સ્નેહ હતો. થોડા વખત પછી તે પાછો પોતાના મન સાથે બોલી ઉઠયો, “ના-ના, એમ કોઇ પણ રીતે બને નહિ. કોઇ ખાસ કારણને લીધે હરિદાસ અમુક સ્થળે ગયેલો હોવો જોઇએ.”

મિત્રના ભયંકર અમંગળની આશંકાને વિશેષ સમય સૂધી મોહનલાલ પોતાના મનમાં સ્થાન આપી શકયો નહિ. તે ઝડપથી ચાલવા લાગ્યો.

શું કરવું અને કયાં જવું એ સંબધીનો કાંઇ નિશ્ચય તે ઘણા સમય સૂધી કરી શકયો નહિ. પછી કાંઇ નિશ્ચય કરી તે ટેલિફોન ઑફિસે ગયો. મુબાઇ બે ત્રણ સ્થળે ટેલિફોન કરી જોતાં હરિદાસ મુંબાઇમાં નથી એવાજ આશયના ઉત્તર તેને મળ્યા.

નિરાશ હૃદયે અને ચિંતાતુર ચિત્તે મોહનલાલ સ્ટેશન તરફ જવા લાગ્યો. હરિદાસનું પણ ખૂન થયું હશે એવા વિચારથી તે પોતાના અંતરમાં અસહ્ય વેદના અનુભવવા લાગ્યો. પોતે કયાં જતો હતો એ તરફ તેનું લક્ષ્ય નહોતું. એવામાં એક સ્થળે તે એકાએક ચમકી ઉઠી ઉભો રહ્યો. બીજા કોઇએ જો આ વખતે તેને જોયો હોત તો તે બરાબર પત્થરના પુતળા જેવોજ જણાત. મંત્રમુગ્ધ બની જઇ તે રસ્તાની રહામે એક બંગલાની બારી તરફ જોઇ રહ્યો હતો.

એ બારીમાં એક બાળિકા ઉભી રહી હતી. મોહનલાલ પોતાના તરફ જોઈ રહ્યો છે એવું એ બાળિકાને જ્ઞાન નહોતું. મોહનલાલ પણ જગતને જાણે કે ભૂલી ગયો હતો. એવામા પાછળથી કોઇએ તેના ખભા ઉપર હાથ મૂકી કહ્યું; "મોહનલાલભાઈ! તમે અહી કયાંથી?"

પેલા બંગલાની બારીમાં ઉભેલી બાળિકાને જોઇ મોહનલાલ અકારણ વિસ્મિત બની ગયો હતો. બંગલો દુર તથા બારી ઘણી ઉંચી હોવાથી એ બાળિકાની ઉમ્મરની કલ્પના કરી શકાય તેમ નહોતું. દુરથી તે બાળિકા છે કે પ્રૌઢા એ પણ સમજી શકાય તેમ નહોતું. આ તો વિમળા છે! ત્યારે શું વિમળાનું ખૂન નથી થયું?!"

વિમળાની છબી પણ મોહનલાલના ખીસ્સામાં જ હતી. વિમળાનું મુખ તેના હૃદયપટ ઉપર અંકિત થ ઈ ચુક્યું હતું. બારીમાં જે મુખ જોવામાં આવ્યું તે વિમળાનું જ છે એમ મોહનલાલને લાગ્યું!

એકાએક પાછળથી કોઈએ પોતાના ખભા ઉપર હાથ મૂકયો એટલે મોહનલાલે ચમકીને પાછળ જોયું. એ વખતે સુધાકર તેની નજરે પડયો.

સુધાકરે કહ્યું, "એકાગ્ર દૃષ્ટિથી પેલી બારીમાં શું જોતા હતા ?"

"કાંઈ નહિ." અસ્વસ્થ ચિત્તે, લજ્જિત ભાવથી મોહનલાલે ઉત્તર આપ્યો.

આ વખતે પેલી બાળિકાની દૃષ્ટિ તેમના તરફ આકર્ષાવાથી તે બારી પાસેથી ખસી બંગલામાં અદૃશ્ય થઈ ગઈ.

સુધાકરે સરળ ભાવથી હસીને કહ્યું, "વાહ ! તમે પણ સુંદરતાના ઉપાસક હો એમ લાગે છે; પરંતુ સાવધાન ! એ તરફ વેહ નજર કરશો નહિ. એ ફુલ વેચાઈ ગયું છે. હવે જવાદો એ વાત. અહી મામાની તપાસ કરવા આવ્યા છો કે ?"

પ્રથમ તો મોહનલાલ થોડો ગભરાઈ ગયો હતો; છતાં તેણે આત્મસંવરણ કર્યું હતું. તેણે કહ્યું, "હા, હું હરિદાસ ભાઈને મળવા આવ્યો છું; નહિ તો કામકાજ છોડી મ્હારે શા માટે અહીં આવવું જોઈએ ?"

"મામા તો એકાએક ગૂમ થઈ ગયા છે !"

"કયાં ગયા છે ?"

"હજી મામાના સ્વભાવની તમને પૂરતી માહિતી હોય એમ લાગતું નથી. કોઈ પણ કાર્ય તેઓ અગાઉથી ખબર આપીને કરતા નથી. તેઓ અહીંથી મ્હને ઘેર લઈ જવા આવ્યા હતા; આમ છતાં એકાએક કયાં ગૂમ થઈ ગયા એ સમજી

શકાતું નથી. મ્હારી ધારણા એવી છે કે, તેઓ મુંબાઇ ગયેલા હોવા જોઇએ."

"કોઇને કાંઇ કહ્યા સિવાય મુંબાઇ જવાનું કારણ?"

સુધાકરે કહ્યું, "મામાને તમે ઓળખતા નથી. તેઓ હારૂન અલરશીદ જેવા છે. તેમનાં સઘળાં કાર્ય કાવ્યમય છે. તેમનો વિવાહ પણ એવીજ રીતે થશે કે?"

વાત કરતા કરતા તેઓ રસ્તે ચાલ્યા જતા હતા. સુધાકરનો પ્રશ્ન સાંભળી મોહનલાલ સ્તંભિત ભાવથી ઉભો રહ્યો. સુધાકરના મ્હોં તરફ જોઇ તેણે કહ્યું, "ભાઇ' તમે કોના વિવાહની વાત કરો છો?"

"હું મ્હારા મામા હરિદાસના વિવાહની વાત કરૂં છું." સુધાકરે કહ્યું.

"આજે હું આ નવી વાત સાંભળું છું કયા સ્થળે વિવાહ નક્કી થયો છે?"

"અરે વિવાહ નકકી થઇ ગયો છે એટલુંજ નહિ પરંતુ મામા છુપી રીતે એ સંબધીની ખટપટ કરે છે."

"પરંતુ વિવાહ કયાં થવાનો છે?" ઉત્સુકતાથી મોહનલાલે પૂછ્યું.

"અહીં જ થવાનો છે." સુધાકરે ઉત્તર આપ્યો.

"કોની સાથે?"

"એ વાત કોઇ જાણતું નથી. મામાએ એ સંબંધી કોઇને કાંઇ કહ્યું નથી. બધી ખટપટ છુપી રીતે ચાલે છે. મામા એટલા માટેજ છુપી રીતે મુંબાઇ ગયા છે."

"એ વાત છુપાવવાની કાંઇ જરૂર?"

"એજ કે, જેની સાથે વિવાહ કરવા તેઓ પાગલ બની ગયા છે એ કુળગૌરવમાં તેમને યોગ્ય થઇ પડે એવી બાળિકા નથી. હું રૂપગુણની વાત કરતો નથી. બાળિકા ઘણી રૂપવતી તથા ગુણવતી છે એ વાત હું મુક્ત કંઠે કબૂલ કરૂં છું; છતાં કુળગૌરવના નિમિત્તથી કોઇ સગું સંબંધી વિવાહમાં હરકત કરે નહિ તેથી જ મામા છૂપી રીતે સુભદ્રા હરણ કરવા ઇચ્છે છે."

"તેઓ મુંબાઇ શા માટે ગયા છે?"

"ઘણું કરીને દાદી (હરિદાસની માતા)ને રાજી કરવા."

"તેઓ રાજી થશે ખરાં કે?"

"નહિ રાજી થાય તો મામા કયાં કોઇનું સાંભળે એવા છે?!"

"ઠીક છે, જે બાળિકા સાથે વિવાહ થવાનો છે તેનું નામ શું છે?"

સુધાકરે ઘણા ધીમા અવાજે કહ્યું, "એ વાત તમે કોઇને કહેશો નહિ. નહિ તો મ્હારૂં મ્હોં પણ નહિ જુએ."

"મ્હારે શા માટે એ વાત કોઇને કહેવી જોઇએ?"

"મ્હેં બધી પાકે પાયે બાતમી મેળવી છે."

"ત્યારે કઇ બાળિકા સાથે વિવાહ થનાર છે તે કહેતા કેમ નથી?"

"હમણાં સ્હામેના બંગલાની બારીમા જે બાળિકાને ઉભી રહેલી તમે જોઇ છે તે જ થોડા વખતમાં મ્હારી મામી થનાર છે."

મોહનલાલ ચમકી ઉઠયો. તેનો ભાવ જોઇ સુધાકર વિસ્મિત અને ભયભીત બની ગયો તેણે કહ્યું, "કેમ; તમને શું થયું છે?

મ્હારી વાત સાંભળી તમે દિંગ્મૂઢ કેમ બની ગયા છો ? જે બાળિકાને થોડા વખત પૂર્વે તમે જોઇ છે તેની સાથેજ મામાનો છુપી રીતે વિવાહ થનાર છે એમ હું ખાત્રીપૂર્વક જાણી શકયો છું. ”

આ વખતે મોહનલાલની જે સ્થિતિ થઇ તેનું વર્ણન અમારાથી થઈ શકે તેમ નથી; આમ છતાં તે હમ્મેશાં સહેલાઇથી આત્મસંયમ કરી શકતો હતો. આ પ્રસગે પણ વિના વિલંબે મન ઉપર કાબૂ મેળવી ચુપકીદીથી તે ઉભો રહ્યો.

સુધાકરે કહ્યું, “ તમે મામાના અંગત મિત્ર હોવાથી જ આ વાત મ્હેં તમને કહી છે. બીજું કોઇ હોત તો કદાપિ કહેત નહિ. ”

મોહનલાલે કહ્યું, “ આ વાત મ્હારે મુખે કોઇ જાણી શકશે નહિ એ માટે તમે નિશ્ચિંત રહેજો.” પછી પોતાના મન સાથે કાંઇ વિચાર કરી તે બોલ્યો, “ તમારૂં કહેવું ખરૂં છે. એ બાળિકા ઘણી રૂપવતી છે; આમ છતાં મ્હને તેની ઉમ્મર ઘણી મ્હોટી જણાય છે કેટલી ઉમ્મર હશે ? ”

સુધાકરે હસીને કહ્યું, “ એની ઉમ્મર પંદર વર્ષની અંદર છે. ”

મોહનલાલે મહાકષ્ટે અંતરનો નિશ્વાસ દબાવ્યો. તેણે વિચાર્યું, “ હવે મ્હારી ખાત્રી થઇ કે, એ વિમળા નથી. મળતા ચહેરાની મોહકાણથી મ્હેં કેવી ગંભીર ભૂલ કરી હતી ? ! ” આમ વિચારી તેણે સુધાકરને પૂછ્યું, “ એ કોની કન્યા છે ? ”

“ પ્રાણલાલની, ”

"પ્રાણલાલની ?" આ શબ્દ કંવા પ્રશ્ન મોહનલાલે એવી રીતે ઉચ્ચાર્યો કે, સુધાકર સ્તંભિત બની જઇ તેના મુખ તરફ જોઇ રહ્યો. મોહનલાલનું કાતરીઉં ગેબ થઇ ગયું તેણે મૃદુસ્વરે કહ્યું, "રેલ્વેની મુસાફ્રરીથી તમે થાકી ગયા હો એમ લાગે છે. મુકામ ઉપર જઈ થોડો વખત આરામ લ્યો."

"ચાલો, આપણે વાત કરતા કરતા જઇએ."

પાછું કદાચ મોહનલાલનું ચિત્ત ચસકી જશે ધારી સુધાકર સાથે જવા લાગ્યો. તેની ચુપકીદીથી થોડે દુર ગયા પછી મોહનલાલે પૂછ્યુ, "એ પ્રાણલાલ અહીં શું કરે છે ?"

"મ્હારા સાંભળવા પ્રમાણે એમની પાસે સારી મિલકત છે. તેમણે ઘણાંખરાં વર્ષ દક્ષિણમાં જ પસાર કર્યાં છે, પહેલાં તેઓ કંટ્રાકટરનું કામ કરતા હતા એમ મ્હેં સાંભળ્યું છે. મ્હારા અહીં આવ્યા પછી તેમની સાથે મ્હારી ઓળખાણ થઇ છે. ઘણા સજ્જન પુરૂષ છે."

"પેલી છોકરી એમની જ છે કે ?"

"હા."

"છોકરીની મા હયાત છે ?"

"ના, ઘણાં વર્ષથી પ્રાણલાલનાં પત્નીનો પરલોકવાસ થયો છે. છોકરીને પણ તેની માતાનું કાંઇ સ્મરણ નથી."

"અહી કેટલા વખતથી રહે છે ?"

"ઘણા વખતથી રહેતા હોય; એમ લાગે છે."

"મુંબાઇ આવતા જતા નથી કે ?"

"આ પ્રશ્નનો ઉત્તર હું કેવી રીતે આપી શકું ? કદાચ

વચ્ચે વચ્ચે મુબાઈ જઈને પણ રહેતા હશે. તમે આ સઘળી હકીકત કેમ પૂછો છો ?"

"પ્રાણુલાલ નામના એક માણસ સાથે મુંબાઇમાં મ્હારી ઓળખાણ થઇ હતી."

"ત્યારે તેઓ આજ હશે."

"હરિદાસભાઇ સાથે પ્રાણુલાલની પ્રથમથી ઓળખાણ હતી કે ?"

"મ્હને તો એમજ લાગે છે. બરાબર, હવે વાત યાદ આવી. પહેલે દિવસે મામા મ્હને શોધતા શોધતા પ્રાણુલાલને બંગલે આવ્યા હતા. એ વખતે તેમની વચ્ચે થયેલી વાતચિત ઉપરથી તેઓ એક બીજાને અગાઉથી ઓળખતા હોય એમજ લાગતું હતું. લીલાવતીને પણ મામા પિછાનતા હતા. ઘણા દિવસના પરિચયને પરિણામે જ વિશ્વવિજયી પ્રેમ દેવતાની જ્યોતિ લીલાવતી તથા મામાના મનમાં જાગ્રત થઇ હશે.'

"ઠીક છે, હું પણ આવતી કાલે પ્રાણુલાલને મળીશ."

એવામાં સ્ટેશન તરફથી છોટાલાલ તેમની નજીક આવ્યો તથા મોહનલાલ તરફ જોઇ તેણે સુધાકરને પૂછ્યું, "આ ગૃહસ્થ કોણ છે ?"

"મ્હારા અંગત સ્નેહી છે" સુધાકરે ટૂંકો ઉત્તર આપ્યો.

"તેમની સાથે નવી ઓળખાણ થવાથી હું ઘણો પ્રસન્ન થયો છું." આમ કહી મોહનલાલ તરફ જોઇ તેણે ઉમેર્યું, "આપને ઘોડદોડની શર્તનો અગર તો બાજી ખેલવાનો શોખ છે કે ?"

બનતા બનાવો જોઇ મોહનલાલ સમજી શકયો હતો કે, વિમળા તથા રામદાસ શેઠનાં ખુનનો પત્તો પુના સિવાય બીજા કોઇ ઠેકાણે લાગવાનો સંભવ નહોતો. વળી એ પત્તો આ બધા ભેદી માણસો સાથે સંબંધ રાખવાથી જ લાગશે એમ તેણે ધારી લીધું હતું તેથ' તેણે કહ્યું, "એવી કોઈ પણ રમત ગમત નથી કેજે મ્હને નહિ આવડતી હોય."

"ઠીક છે, આપ કેવા ચાલાક ખેલાડી છો એ કાલે આપણે રમીશું ત્યારે જણાશે.' છોટાલાલે કહ્યું.

"જરૂર." મોહનલાલે કહ્યું.

આ ટૂંકા ઉત્તરથી સંતોષ નહિ થવાથી છોટાલાલે સુધાકરને પૂછ્યું, "પ્રાણલાલને ત્યાં નિમંત્રણ સાચવવા કયારે આવશો?"

"બરાબર સંધ્યાકાળે."

"વિલંબ ન કરશો. હમણાં કયાં જાઓ છો?"

આ અમારા સ્નેહીને મામાના બંગલા સૂધી પહોંચાડવા જાઉં છું.

"ઠીક, હું પણ થોડું કામ છે તે પતાવી પ્રાણલાલને ત્યાં આવું છું."

આમ કહી છોટાલાલ ચાલ્યો. મોહનલાલે પૂછ્યું, "સુધાકર! એ ગૃહસ્થ કોણ છે?"

"ઘણા સજ્જન પુરૂષ છે. એમનું નામ છોટાલાલ છે. ઘણા કાળથી તેઓ પુનામાં જ રહે છે."

"એમ કે?"

મોહનલાલ વિશેષ કાંઇ બોલ્યો નહિ. તેણે પોતાના મન સાથે કહ્યું, "આ પુના નગરમાં સઘળા સજ્જન પુરૂષો રહેતા હોય એમજ લાગે છે!"

# પ્રકરણ ૩૭ મું.

—•—

## ઝપાઝપી

મોહનલાલને યથા સ્થળે પહોંચાડી સુધાકર પ્રાણલાલના બંગલા તરફ જવા લાગ્યો. એ વખતે સંધ્યા થઈ હતી. સુધાકર વિના વિલંબે ઇચ્છિત સ્થળે જઈ પહોંચ્યો

થોડો વખત વીતી ગયા પછી છોટાલાલ પણ ગંજીફો લઈ ઉપસ્થિત થયો વિના વિલંબે માસ્તર મહાશય પણ હાજર થયા.

કેટલીક આડી અવળી વાતચિત ચાલ્યા પછી રમતની શરૂઆત થઇ. રાતના લગભગ અગીઆર વાગ્યા સુધી રમત ચાલી. 'રસોઇ તૈયાર થઇ ગઇ છે.' એમ લીલાએ વારવાર કહેવડાવ્યા છતાં તેની એ વાત તરફ કોઇએ ધ્યાન આપ્યું નહિ. રમતની મત્તતાથી સહુ જાણે કે જ્ઞાનશૂન્ય બની ગયા હતા.

રમતને અંતે પ્રાણલાલ, સુધાકર અને માસ્તર મહાશય ઘણી જબરી રકમ હારી ગયા હતા તથા છોટાલાલ એ ત્રણે જણાની રકમ જીતી ગયો હતો.

પ્રાણલાલે ઝાંખા મુખે કહ્યું, "આજે આપણે ત્રણે જણા હારી ગયા છીએ, એકલા છોટાલાલભાઇ બધી રકમ જીતી ગયા છે, હમેશાં એમનું ભાગ્ય તપતુંજ હોય છે."

છોટાલાલે કુટિલતા મિશ્રિત હાસ્ય કરી કહ્યું, "આજે મારી જીત થઇ છે તો કાલે તમારી સહુની જીત થશે. નસીબનું ચક્કર હમેશાં ફરતુંજ રહે છે,"

પ્રાણલાલે વિશેષ ગંભીર ભાવથી કહ્યું, "તમારી સાથે રમી જો કોઇ જીતવાની આશા રાખે તો એ ધુમાડામાં બાચકા ભરવા જેવું છે."

છોટાલાલનું મ્હોં લાલચોળ બની ગયું. તેણે કહ્યું, "પ્રાણલાલભાઇ! તમે શું કહો છો એ હું સમજી શકતો નથી."

"ના સમજી શકતા હો તો હું સાફ સમજાવું છું મ્હારૂં કહેવું છે કે, જે કોઇ તમારા ગંજીફાથી તમારી સાથે જો જીવન પર્યંત રમે તો પણ કદાપિ જીતી શકે તેમ નથી" પ્રાણલાલે પ્રથમના જેવા ભાવથી કહ્યું.

છોટાલાલ આ વાકયો સાંભળી બિલકુલ વિચલિત થયો નહિ. માસ્તર મહાશય અને સુધાકર વિસ્મિત દૃષ્ટિથી પ્રાણલાલના મુખ તરફ જોઇ રહ્યા.

છોટાલાલે પણ અતિશય ગંભીર ભાવ ધારણ કરી કહ્યું, "તમે શું કહો છો એ મ્હારાથી સમજાતું નથી."

"ઠીક છે, તમે સુધાકરભાઈ તથા માસ્તર મહાશય પાસેથી ઘણી મ્હોટી રકમની હૅન્ડનોટો લખાવી છે; ખરૂં ને?" પ્રાણલાલે મૂળ વાત ઉપર જતાં કહ્યું.

"એ વાત સાથે તમારે શો સંબંધ છે?" કિંચિત્ રોષ મિશ્રિત સ્વરે છોટાલાલે પૂછ્યું.

"શો સંબંધ છે એ વિના વિલંબે તમે સમજી શકશો. આજે મ્હેં પણ તમને એક હૅન્ડનોટ લખી આપી છે. કૃપા કરી એ હૅન્ડનોટ હમણાજ ફાડી નાખો." છોટાલાલે કહ્યું.

પ્રાણલાલના આ શબ્દો સાંભળી સહુ વિસ્મિત બની ગયા

છોટાલાલે ક્રોધની વિશેષતાથી એકજ કૂદકે ઉઠી ઉભા થઇ કહ્યું, "જો તમે મ્હારી સાથે મશ્કરી કરતા હો તો આવી મશ્કરી મ્હને બિલકુલ પસંદ નથી."

પ્રાણલાલે કહ્યું, "આ મશ્કરી નથી. હું ખરૂં કહું છું. તમે આ ગંજીફાનાં પત્તાં ઉપર ચિહ્ન કરી રાખ્યાં છે."

"ખોટી વાત છે!" છોટાલાલ બરાડી ઉઠયો.

"ના–ના, તદ્દન સાચી વાત છે." વિશેષ દૃઢતાથી પ્રાણલાલે કહ્યું.

"બરાબર, હું સમજ્યો; તમે મ્હને મ્હારી વ્યાજબી લેણી રકમ આપવા ઇચ્છતા નથી, ખરૂંને?"

પ્રાણલાલે પોતાના હાથમાંનો ગંજીફો માસ્તર મહાશયના હાથમાં આપતાં કહ્યું, "માસ્તર મહાશય અને સુધાકરભાઇ! આ પત્તાં ઉપર ચિહ્ન કરેલાં છે કે નહિ એ તમે તમારી નજરેજ જોઇ લ્યો."

"તદ્દન ખોટી વાત છે. પ્રાણલાલે લુચ્ચાઇથી ગંજીફો બદલી નાખ્યો હોય એમજ મ્હને લાગે છે." છોટાલાલે ચોર કોટવાલને દંડે એવો પ્રયત્ન કર્યો.

પ્રાણલાલ ઉઠી ઉભો થયો. પછી ઘણા ગંભીર ભાવથી તેણે કહ્યું, "હું તમને એક દિવસની મુદત આપું છું. આ એક દિવસમાં તમે સઘળી હૅન્ડ નોટો પરત આપી પુના શહેર નહિ છોડી જાઓ તો બીજેજ દિવસે જુગારી તરીકે તમને પકડવામાં આવશે."

છોટાલાલ ક્રોધાંધ બની ગયો હતો. ક્ષણ માત્રમાંજ તેણે

પ્રાણુલાલના મુખ ઉપર જોરથી એક મુક્કી લગાવી દીધી. શરીરનું સમતોલપણું સાચવી નહિ શકાવાથી પ્રાણુલાલ જમીન ઉપર પટકાઇ પડયો; પરંતુ બીજી જ ક્ષણે સુધાકર સિંહબળથી છોટાલાલ ઉપર તૂટી પડયો, તેણે એ શયતાનનું ગળું પકડી જોરથી તેને ધકકો મારી ધરાશાયી કર્યો. એ વખતે છોટાલાલના માથામાં ગંભીર આઘાત થવાથી માથું ફાટી પ્રબળ વેગથી ગરમ લોહી વહી જવા લાગ્યું.

છંછેડાયલા જંગલી પશુની માફક તે ઉઠી ઉભો થયો. ભયંકર દ્રષ્ટિથી તે પ્રતિસ્પર્ધીઓ તરફ જોવા લાગ્યો. તેની બન્ને આંખોમાંથી જાણે કે સળગતા અગારા ઝરતા હતા. ક્રોધની વિશેષતાથી તેના મુખે એવો ભયાવહ ભાવ ધારણ કર્યો હતો કે તે તરફ જોતાં પ્રાણ કંપી ઉઠતો હતો ! ચુપકીદીથી તે માથામાંથી નીકળતું લોહી લુછવા લાગ્યો.

પ્રાણલાલ માથે હાથ દબાવી બેઠો હતો. સુધાકરે તેની પાસે જઇ પૂછયું, "બહુ વાગ્યું છે કે ?"

પ્રાણલાલે કહ્યું, "ના, બહુ વાગ્યું નથી. આવો એક ભયંકર બદમાશ દુનિયામાંથી દૂર થાય એજ ઉત્તમ છે."

હાય ! ભાગ્યચક્રની અકળ ગતિને કોણ કળી શકે છે ? લલાટના અદ્દભુત લેખને કોણ ઉકેલી શકે છે ? ભવિષ્યમાં ભગવાને પ્રાણુલાલના ભાગ્યમાં શું નિર્માણ કર્યું હતું એ તે જાણતો ન હોતો.

કલહે ધીમે ધીમે વિશેષ ભીષણ રૂપ ધારણ કર્યું. આ વખતે કોઇએ પાછળથી છોટાલાલને હાંક મારી. છોટાલાલે ભયભીત

અને વિસ્મિત ભાવથી ચારે તરફ જોયું. તે ત્યાંથી ખસવાનો પ્રયત્ન કરતો હતો એવામાં પ્રાણલાલે તેનો હાથ પકડયો.

છોટાલાલે અત્યંત ક્રોધદર્શક ભાવથી કહ્યુ, "કયી હિમ્મતથી તુ મ્હારો હાથ પકડે છે?"

"શા માટે ન પકડું? ત્હારી લુચ્ચાઈ હવે કાંઇ અજાણી રહી નથી."

આ વખતે સુધાકર અને માસ્તર પ્રાણલાલને નજીકના ઓરડામાં ખેંચી ગયા. છોટાલાલ પણ જલદી છટકી ગયો. આ બનાવનું પરિણામ કયા જઈને અટકશે એ કોઈ કલ્પી શકતું નહિ.

—:o:—

# પ્રકરણ ૩૮ મું.

—:o:—

## હરિદાસના ખૂનની ખબર

હરિદાસની સાથે જે નોકર હમ્મેશાં રહેતો હતો તે બીજે દિવસે હાંફતો હાંફતો હરિદાસને બંગલે આવી પહોંચ્યો.

એ વખતે મોહનલાલ એકાંતમાં બેસી અનેકવિધ તર્ક વિતર્ક કરતો હતો. પુનામાં આવ્યા પછી ખૂનનું રહસ્ય વિશેષ ગુંચવાયલું તેને જણાયું હતું.

હરિદાસ ગુમ થઇ ગયો હતો. સુધાકર, બિહારી, પ્રાણલાલ, છોટાલાલ વગેરે માણસો સાથેની વાતચિતથી મોહનલાલનો ગુંચવાડો વધી ગયો હતો. હરિદાસને મળ્યા સિવાય પુના નહિ છોડવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

નોકરને હાંફતો હાંફતો પોતાની પાસે આવેલો જોઇ આશ્ચર્ય પામી મોહનલાલે પૂછ્યું, "શું થયુ છે?"

નોકરે અસ્પષ્ટ સ્વરે કહ્યું, "મ્હોટાભાઈ......"

અધીરતાથી મોહનલાલે પૂછ્યુ, "તેઓ આવ્યા છે કે?"

"ના."

"ત્યારે શુ ખબર લાવ્યો છે?"

"બજારમાં સહુ એવી વાત કરે છે કે, મુબઇના એક યુવાન શેઠીઆએ ઘણા માણસોના જીવ બચાવ્યા છે."

"કેવી રીતે?"

"એક મકાનમાં આગ લાગી હતી. એ મકાનમાં ઘણાં માણસો હતાં. હરિદાસભાઇએ એ સળગતા મકાનમાં જઇ તેમના સહુના જીવ બચાવ્યા છે. સઘળાં માણસો તેમના આ સાહસ કર્મના વખાણ કરે છે"

"એ કામ હરિદાસભાઇએજ કર્યું છે એની ખાત્રી શી?"

"બજારમાં એમનુ નામ સાંભળવામાં આવે છે."

"ચાલ જઇએ, હું પોતે ચોક્કસ બાતમી મેળવવા ઇચ્છુ છું."

"ભલે ચાલો."

મુસાફરે કહેલી સઘળી હકીકત ખોટી હોવી જોઇએ એમ આ વખતે મોહનલાલને લાગ્યું.

બજારમાં જઇ તપાસ કરતા જે હકીકત નોકરના જાણવામાં આવી. હતી તેજ હકીકત મોહનલાલના જાણવામાં આવી. વિશેષમા જે સ્થળે આગ લાગી હતી એ સ્થળની માહિતી તે મેળવી શક્યો.

સૂર્યોદય થતાં પહેલાં મોહનલાલ જે મકાનને આગ લાગી હતી તે મકાન નજીક જઇ પહોંચ્યો. આખું મકાન બળી ખાક થઈ ગયું હતું.

મોહનલાલે નજીક રહેતા એક માણસને પૂછયું, "આ બળી ગયેલા મકાનમા કોણ રહેતું હતું ?"

"માજી."

"માજી એટલે ?"

"એ સંન્યાસિની છે. તેઓ ઘણા દિવસથી અહી રહે છે. એ ગરીબનાં માબાપ છે. યથાર્થ દેવી છે."

"તેમની સાથે બીજું કોઇ રહેતું હતું કે ?"

"ત્રણ ચાર બાળિકાઓ રહેતી હતી. દુષ્કાળના વખતમાં એ બાળિકાઓને અનાથ સ્થિતિમાંથી–મૃત્યુ મુખમાંથી બચાવી લાવી માજીએ ઉછેરી મ્હોટી કરી છે."

"મકાનમાં આગ લાગી ત્યારે સહુ અંદર હતાં કે ?"

"હા. મુંબઇના હરિદાસ નામના એક જુવાન શેઠીઆએ સળગતી આગમાં જઇ તેમને મદદ ન કરી હોત તો તેઓમાંથી કોઇનો જીવ બચી શકત નહિ."

જે મકાનમાં સંન્યાસિનીએ હરિદાસને રાખી તેની સારવાર કરી હતી એ એક દક્ષિણી બ્રાહ્મણનું ઘર હતું. ત્યાં તપાસ કરતાં મોહનલાલને એમ માલૂમ પડયું કે, હરિદાસ બે દિવસ સૂધી બેહોશ હાલતમાં રહ્યો હતો. પછી તે પુને ચાલ્યો ગયો છે અને સંન્યાસિની પણ તેની સાથે ગયાં છે. મોહનલાલ વખત નહિ ગુમાવતાં પુના તરફ પાછો ફર્યો.

બંગલે જઇ તપાસ કરતાં હરિદાસ પાછો ફરેલો જણાયો નહિ. બિહારી ચિંતાની વિશેષતાથી ગાંડા જેવો બની ગયો હતો. મોહનલાલની ચિંતાનો પણ પાર રહ્યો નહિ

એવામાં કોઇનાં પગલાનો અવાજ સાંભળી હરિદાસ આવતો હશે ધારી મોહનલાલ બ્હાર દોડ્યો. એ વખતે સુધાકરને પોતાના તરફ દોડી આવતો તેણે જોયો. સુધાકરનું શરીર પસીનાથી ભીંજાઇ ગયું હતુ તથા તે પુષ્કળ હાંફતો હતો. તેણે મોહનલાલની તદ્દન નજીક આવી વ્યાકુળ કંઠે પૂછ્યું, "મામા કયાં છે?"

"શું થયું છે? હરિદાસભાઇ હજી પાછા ફર્યા નથી"

"સર્વસ્વનો નાશ થયો છે મામાનું ખૂન થયું છે."

"કેવી રીતે?"

"એ બધી વાત પછી થશે. તમે જલ્દી મ્હારી સાથે ચાલો."

બન્ને જણા ઝડપથી એ સ્થળનો ત્યાગ કરી ચાલ્યા ગયા. હરિદાસનું ખુન થયાની વાત સાંભળી બિહારી દિગ્મૂઢ બની ગયો. અલ્પકાળ પછી તે પણ સુધાકર તથા મોહનલાલની પાછળ દોડ્યો.

—:o:—

## પ્રકરણ ૩૯ મું.

—:o:—

### ભેદ ખુલ્લો થવા માંડે છે

રાત્રે છોટાલાલ સાથે મારામારી થવાથી સુધાકર માસ્તર મહાશયની સાથે ડાક બંગલામાં જઇ રહ્યો હતો મામા ગેરહાજર હોવાથી તેણે તેમને બંગલે જવું વ્યાજબી ધાર્યું ન હોતું. વળી

હરિદાસ સાથે મુલાકાત થતાં છોટાલાલ સંબંધીની સઘળી હકીકત કહ્યા સિવાય ચાલે તેમ ન હોતું; તથા એ હકીકત સાંભળી હરિદાસ પોતાને ઘણો ઠપકો આપશે એ સુધાકર જાણતો હતો. એ ભયને લીધેજ તે ડાક બંગલામાં જઇ રહ્યા. બીજે દિવસે પુના છોડી ઘેર ચાલ્યા જવાનો તેણે નિશ્ચય કર્યો હતો; પરંતુ ભાવિના ભેદને કોણ ઉકેલી શકે ?

બીજે દિવસે સ્હવારે પ્રાણુલાલે સુધાકર પાસે આવી કહ્યું, "ભાઇ ! મ્હારૂં મન એમ કહે છે કે, હવે મ્હારા મૃત્યુને વિલંબ નથી. મ્હારી આ વાત તમે મ્હને ગાંડો ધારી હસવામાં ન ઉડાવી દેશો. મ્હારૂં ચિત્ત તદ્દન સ્વસ્થ છે. મ્હેં તમારા મામાને એક વિનંતિ કરી હતી. મ્હારી વિનંતિ પોતે સ્વીકારશે કે કેમ એ સંબંધીનો ઉત્તર તેઓ મ્હને બીજે દિવસે આપવાના હતા; પરંતુ દૈવયોગે બીજેજ દિવસે તેઓ ગૂમ થઇ ગયા. હજી સુધી તેમનો પત્તો નહિ લાગવાથી શું બન્યું હશે એ હું વિચારી શકતો નથી. મ્હારી વિનંતિ સ્વીકારવાની ના મરજી હોવાથી તેઓ ચુપચુપ ઘર તરફ ચાલ્યા ગયા હશે એમ હું ધારૂં છું."

સુધાકરે હસીને કહ્યું, "મ્હારી ધારણા જૂદી છે હું એમ ધારૂં છું કે, આપની કન્યા સાથે વિવાહ કરવા માટેજ તેઓ ઘર તરફ ગયા છે."

આશ્ચર્ય પામી પ્રાણુલાલે પૂછ્યું, "આવી વાત તમને કોણે કહી ?"

"જેણે કહી છે તેનું નામ હું આપી શકતો નથી, એ

નામ સાંભળવાથી આપને કાંઈ લાભ નથી."

પ્રાણલાલે ધીમા અવાજે કહ્યું, "હું એમ ધારતો હતો કે, એ વાત મ્હારા અને તમારા મામા સિવાય બીજું કોઇ જાણતું નથી. ગમે તેમ હો, તમે જે કહો છો તે બરાબર નથી. જો હરિદાસ મ્હારી વિનંતિ સ્વીકારવા રાજી હોત તો તેઓ મ્હને કહ્યા સિવાય એકાએક અહીંથી ચાલ્યા જાત નહિ."

સુધાકરે વિસ્મિત બની પૂછ્યું, "તેઓ આપને કાંઇ કહી ગયા નથી?"

"ના, મ્હારે શા માટે હવે કોઇ વાત તમારાથી છુપાવવી જોઇએ?"

"ત્યારે તેઓ ક્યાં ગયા હશે?"

"એ કેવી રીતે જાણી શકાય?"

"તેઓ ગમે ત્યાં ગયા હશે તો પણ હવે જલ્દીથી આપણને તેમની ખબર મળશે."

"પરંતુ તેમનો પત્તો લાગે ત્યાં સુધી હું જીવી શકીશ નહિ એમ મ્હને મ્હારો અંતરાત્મા કહે છે."

"આપ આવું અમંગળ ન બોલો."

"ભાઇ! હું જે કહું છું તે સ્વસ્થ ચિત્તે પૂરતો વિચાર કરી કહું છું. ઘણી વખતે માણસના મન ઉપર પ્રથમથી જ મૃત્યુની છાયા પડે છે. મ્હારી સ્થિતિ પણ એવીજ છે." આ શબ્દો પ્રાણલાલે એવા કરૂણાજનક કંઠે ઉચ્ચાર્યા કે જેથી સુધાકરનું અંતઃકરણ અત્યંત વ્યથિત થયું. એ શબ્દોના ઉત્તરમાં શું કહેવું એ તે વિચારી શક્યો નહિ. થોડા સમય પછી તેણે

કહ્યું, "મ્હને કાંઇ કહેવાની ઇચ્છા હોય તો સંકોચ રાખ્યા સિવાય કહો."

પ્રાણલાલે સુધાકરનો હાથ પકડયો હતો. તેની બન્ને આંખોમાં પાણી ભરાઇ આવ્યું હતું. તેનો કંઠસ્વર રૂંધાઈ ગયો હતો. થડકતા અવાજે તેણે કહ્યું, 'ભાઇ! આખી દુનિયામાં મ્હારી કન્યાનું કોઇ સગું સંબંધી નથી. મ્હારા મરણ પછી તેને કોઇ ગુલામી કરવી પડે તેમ નથી. તે આરામમાં પોતાનું જીવન વીતાડી શકે એટલી મીલ્કત મ્હેં એકઠી કરી રાખી છે; આમ છતાં ગમે તેમ તો પણ એ હજી બાળક છે. તેની સંભાળ રાખે એવું કોઇ માણસ નથી જો કદાચ મ્હારા કમભાગ્યે તમારા મામા તેનો સ્વીકાર ન કરે તો તમે તેની સભાળ રાખવા કબૂલ થાઓ. એક બ્હેન તરીકે તમે તેને સ્વીકારવાની હા પાડો."

સુધાકરની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યું. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું, "આપની ઇચ્છા ઘણી ખુશીથી હું સ્વીકારૂં છું. આપ હરેક રીતે નિશ્ચિંત રહો.'

પછી પ્રસન્ન ભાવથી થોડી વાતચિત કરી પ્રાણલાલ ચાલ્યો ગયો. હરિદાસનો પત્તો ન લાગે ત્યાં સુધી પુના નહિ છોડવા તે પ્રાણલાલ પાસે કબૂલ થયો હતો અને તેથી જ બીજે દિવસે તે પુના છોડી ઘર તરફ જઇ શકયો નહિ.

* * *

બીજે દિવસે સુધાકર અને માસ્તર મહાશય ડાકબંગલામાં વાતચિત કરતા બેઠા હતા એવામાં છોટાલાલ ઘણા ગંભીર

ભાવથી તેમની પાસે હાજર થયો. તેની સાથે વાતચિત કરવી કે કેમ એ સંબંધીના વિચારમાં પડી ગયો. માસ્તર પણ ચુપ બેઠા હતા. બન્ને જણાને ચુપકીદીથી બેસી રહેલા જોઇ છોટાલાલ તેમની સ્હામે પડેલી એક ખુરસી ઉપર બેઠો.

જે માણસે તેના સર્વસ્વનો નાશ કરવાનો યત્ન આદર્યો હતો, જે માણસના જેવો બીજો જુગારી દુનિયામાં હોવાનો સંભવ ન હોતો, જેની સાથે મારામારી સુધ્ધાં થઇ હતી તેજ માણસ આજે વગર બોલાવ્યે નફ્ટ થઇ હેતુ વિના પોતાની પાસે નહિ આવ્યો હોય એમ સુધાકર સમજી શકયો. પોતે ચુપ રહેશે એટલે બદમાશ છોટાલાલ પોતાનું અપમાન થયું સમજી ચાલી જશે એમ તેણે ધાર્યું હતું, પરંતુ તેની એ ધારણા ખોટી નિવડી. થોડા સમય સુધી ચુપ રહ્યા પછી છોટાલાલે વિકટ હાસ્ય કર્યું. એવું ભયંકર હાસ્ય સુધાકરે જીવનમા કદાપિ જોયું કે, સાંભળ્યું ન હોતું. તેનું હૃદય કંપી ઉઠયું.

છોટાલાલે કહ્યું, ' સુધાકર! હુ તમને એક વાત કહેવા આવ્યો છું. એ વાતના નાયક તમારા દાદા મહાશય ઉર્ફે રામદાસ શેઠ હોવાથી તમારે તે સાંભળવી જોઇએ તમારા દાદા જેવો બદમાશ, ખૂની અને ધુર્ત્ત માણસ આ જગતમાં ભાગ્યે જ બીજો કોઈ હશે.'

આ વખતે સુધાકરના મુખ ઉપર પુષ્કળ ક્રોધનો આવિર્ભાવ થયેલો જોઇ છોટાલાલે કહ્યું, "પ્રથમ સઘળી હકીકત સાંભળી લ્યો. હવે કાંઇ આપણે બન્નેને એક બીજા સાથે લઢવું પડે તેમ નથી."

આ વખતે સુધાકરે કાંઇ બોલવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે બોલી શકયો નહિ. કોઇએ જાણે કે તેનું ગળું દબાવી રાખ્યું. છોટાલાલ કહેવા લાગ્યો, " આજે હું તમને ઘણાં વર્ષ પૂર્વેની વાત કહું છું. નાશિકમાં એક બદમાશને બે છોકરીઓ હતી. એકનું નામ તરલા અને બીજીનું નામ સરલા હતુ. સરલા સાથે છુપી રીતે મ્હેં વિવાહ કર્યો હતો એ વાત કોઇ જાણતું નહોતું; પરંતુ મ્હારી આર્થિક સ્થિતિ ખરાબ થઇ જવાથી સરલાએ તથા તેના પિતાએ મ્હારો ત્યાગ કર્યો હતો. બરાબર એ સમયે તમારા દાદા મહાશય નાશિકમાં આવી ચઢયા. સરલાના બદમાશ બાપે દ્રવ્ય લોભથી સરલાનો પાછો તમારા દાદા સાથે ગુપ્ત વિવાહ કર્યો! પછી સરલાના મ્હારી સાથેના વિવાહની વાત જાણવામાં આવતાં શ્વસુર જમાઇ વચ્ચે ભયંકર લડાઈ થઈ. એ લડાઇને પરિણામે તમારા દાદાને હાથે સરલાના પિતાનું ખૂન થયુ. તમારા દાદા પોલિસને પુષ્કળ પૈસા ખવડાવી જીવ બચાવી નાશિકથી નાશી છુટ્યા. એ સ્થળે પ્રથમ અંક સમાપ્ત થયો. બીજા અંકમાં, બે વખત વિવાહ થવા છતાં સુખ નહિ મળવાથી સરલા એક દિવસે રાત્રે ગોદાવરીમાં ડુબી મરી. ત્રીજા અંકમાં અહીં જે પ્રાણલાલ નામનો બદમાશ છે તેણે તરલા સાથે વિવાહ કર્યો. તમારા દાદા સાથે મ્હારી સ્ત્રીનો વિવાહ કરવામાં એ પ્રાણલાલે જ આગળ પડતો ભાગ લીધો હતો. એ શયતાન પગલે પગલે મ્હારા સર્વસ્વનો નાશ કરતો હતો; છતાં એને પણ યોગ્ય સજા થઇ ચુકી છે. ચોથા અંકમાં પ્રાણલાલની સ્ત્રી તરલા દોઢ વર્ષની એક છોકરી રાખી ગૃહનો ત્યાગ કરી ચાલી ગઇ. તે તમારા દાદાનો

પ્યાર મેળવવા ઉન્માદિની બની ગઇ હતી. તમારા દાદાનો પ્રેમ પ્રાપ્ત કરવાના હેતુથી તે સરલા નામથી પોતાની ઓળખાણ આપતી હતી. બન્ને બ્હેનો સાથે જન્મેલી હોવાથી તરલા અને સરલાની મુખાકૃતિ પ્રાય: સમાન હતી. પાચમા અંકમાં એ તરલાએ મુંબાઈ જઈ તમારા દાદા મહાશયને એક પત્ર લખી પહોંચાડયો. એનો પત્ર મળતાં તમારા દાદાને મળવા ગયા. પરંતુ તમારા દાદાએ તરલાની ઇચ્છા સ્વીકારી નહિ અને પરિણામે બન્ને વચ્ચે ઝઘડો થયો. પછી તમારા દાદાની પાછળ પાછળ તરલાએ તેમને બંગલે જઈ તેમનું ખૂન કર્યું અને થોડી રકમ પણ ચોરી લીધી; છતાં પાપની સજા દરેકને ભોગવવી પડે છે. એ રાત્રે જ તરલાનું ખૂન કરી કોઇ બદમાશ તેની પાસેની રકમ તફડાવી નાશી છુટયો. હવે હુ તમને છેલ્લા અંકનો ઇતિહાસ કહું છું. આટલા દિવસ સુધી હું શયતાન પ્રાણલાલને સજા કરવાનો સુયોગ મેળવી શકયો નહોતો. આજે સુયોગ મળી આવતાં થોડા વખત ઉપર જ મ્હેં તેને ગોળીથી વીંધી નાખ્યો છે. વળી આજે હું એમ જાણી શકયો છું કે, મ્હારી સ્ત્રીનું મૃત્યુ થયું નથી. આજે મ્હેં તેને પ્રાણલાલને ઘેર જોઇ છે મ્હને લાગે છે કે, વચ્ચે વચ્ચે તે પ્રાણલાલને ત્યાં આવતી હોવી જોઇએ. આજે તેને પણ સજા થઇ ચુકી છે. તમારા દાદાનું હું પોતે ખૂન કરવા ઇચ્છતો હતો; પરંતુ એ કાર્ય મ્હારાથી નહિ બની શકેલું હોવાથી આજે તેમના પુત્રનું ગોળીથી વીંધી નાખી મ્હેં મ્હારા વૈરની વસુલાત લીધી છે."

આ વખતે ઘણા માણસોનાં પગલાંનો અવાજ સંભળાયો.

છોટાલાલ ખુરસી ઉપરથી ઉઠી ઉભો થયો તેણે પોતાના ખીસ્સામાંથી પીસ્તોલ બ્હાર કાઢી. બીજી જ ક્ષણે 'પકડો બદમાશને' કહેતાં પોલિસ ઇન્સ્પેકટર કેટલાક કૉન્સ્ટેબલો સાથે એ સ્થળે ઉપસ્થિત થયો. પરંતુ તેઓ છોટાલાલને ગિરફતાર કરે તે પહેલાં જ 'છેલ્લા અંકનો ડ્રૉપસીન છે.' કહી પોતાના કપાળમાં ગોળી છોડી. તેનું મસ્તક છિન્ન વિચ્છિન્ન થઇ ગયું. ભયાનક અવાજ સાથે તે પૃથ્વી ઉપર પટકાઇ પડ્યો આ લોમહર્ષણ ભયાનક દેખાવ જોઇ માસ્તર મહાશય મુર્ચ્છિત થઇ ગયા સુધાકર અત્યાર સુધી મંત્રમુગ્ધ બની બેસી રહ્યો હતો. તેનામાં બોલવા ચાલવાની હિમ્મત રહી નહોતી. હવે તે ખુરસી ઉપરથી ઉભો થઇ થર થર કંપવા લાગ્યો.

નર રાક્ષસ છોટાલાલે તેના મામાનું ખૂન કર્યું હતુ એ વાતના ભણકારા તેને કાને વાગતા હતા. ઉન્મત્ત બની જઇ તે એકદમ હરિદાસના બંગલા તરફ દોડ્યો

# પ્રકરણ ૪૦ મું

## સુધાકરની મુંઝવણ

મોહનલાલ અને સુધાકર ઝડપથી દોડતા હતા. તેમની પાછળ બિહારી દોડતો હતો. ત્રણે જણમાંથી કોઇ કાંઇ બોલતો ન હોતો. તેમણે ડાક બંગલામાં જઇ જોયું તો ત્યાં ઘણાં માણસો એકઠાં થઇ ગયાં હતાં. પોલિસ એ માણસોને હાંકી કાઢવાનો પ્રયત્ન કરતી હતી.

મોહનલાલે ઝડપથી અંદર પ્રવેશ કર્યો. તેણે એક માણસના દેહને વસ્ત્રથી ઢંકાવલી હાલતમાં એક બાજૂએ પડી રહેલો જોયો. મોહનલાલની પાછળ સુધાકરે પણ એ સ્થળે પ્રવેશ કર્યો. પોલિસ ઈન્સ્પેકટર એક ખુરસી ઉપર બેસી રીપોર્ટ લખતો હતો. તેણે સુધાકરને જોઇ મૃદુ હાસ્ય કરી કહ્યું, " તમે બન્ને ઘણા બહાદુર પુરૂષ દેખાઓ છો; એકને મુર્છા આવી છે અને તમે અહીંથી દોડી ગયા હતા. "

સુધાકર અંતરના આવેગથી બોલી ઉઠયો, " મહાશય ! જલદી કહો કે, મ્હારા મામા હરિદાસ કયાં છે ? "

" બ્હીશો નહિ; તેઓ ઘાયલ થયા નથી. સદ્‌ભાગ્યે તેમને ગોળી વાગી નથી. અધીરા નહિ બની જતાં અહીં બેસો." ઇન્સ્પેકટરે કહ્યું.

" અને પ્રાણલાલ..."

" તેઓ ઘાયલ થયા છે. તેમને માટે હું ખાત્રીપૂર્વક કાંઇ કહી શકતો નથી. "

"મ્હારા મામા ક્યાં છે?"

"તેઓ પ્રાણલાલને બંગલે નિર્ભય સ્થિતિમાં છે. એમને માટે ચિંતા કરવાનું કારણ નથી."

"હું હમણાંજ તેમની પાસે જઇશ. તેમને જોયા સિવાય મ્હારૂં ચિત્ત સ્થિર થાય તેમ નથી.

"ભાઇ! તમે સ્થિર થાઓ. તમે તમારા મામા માટે સહજ પણ ચિંતા કરશો નહિ. તમારા માસ્તર મહાશય હવે જો કે શુધ્ધિમાં આવ્યા છે; પરંતુ હજી તેઓ એટલા બધા ધ્રુજે છે કે, તેમને મુખે કાંઈ હકીકત જાણી શકાય તેમ નથી. હું તમારે મુખે સઘળી હકીકત સાંભળી મ્હારો રીપોર્ટ તૈયાર કરવા ઇચ્છું છું. આ પીસ્તોલથી આત્મહત્યા કરનાર માણસે તમને શું કહ્યું હતું?"

સુધાકરે અસ્વસ્થ ચિત્તે કહ્યુ, "સાહેબ! હમણાં મ્હને માફી આપો—મ્હને અહીંથી જવા દ્યો. હું આ દેખાવ જોઇ શકતો નથી."

"હમણાં ફક્ત એકજ વાતનો ઉત્તર આપશો તો ચાલશે. બીજી હકીકત પછી કહેજો."

"બોલો."

મોહનલાલે સુધાકરને કહ્યું, "હરિદાસભાઇ જ્યારે સહિસલામત છે ત્યારે પછી તમે અધીરા કેમ બની જાઓ છો? ઇન્સ્પેકટર સાહેબ જે કાંઇ પૂછે તેના ઉત્તર આપો."

ઇન્સ્પેકટરે મોહનલાલ તરફ જોઇ પૂછ્યું, "તમે કોણ છો?"

"હું હરિદાસભાઇનો અંગત મિત્ર છું."

" હમણાંજ પુનામાં આવ્યા હો એમ લાગે છે."

" હા જી."

ઇન્સ્પેક્ટરે બિહારી તરફ આંગળી કરી મોહનલાલને પૂછ્યું, "આ કોણ છે?"

" રાવબહાદુર રામદાસ શેઠનો જુનો નોકર."

" ઠીક." આમ કહી ઇન્સ્પેક્ટરે સુધાકર તરફ જોઇ કહ્યું, " તમે અહીં આવી આ આત્મહત્યા કરનાર માણસને ઘેર રહ્યા હતા. તમે એને પ્રથમથી ઓળખતા હતા કે અહીં સ્ટેશનેથી નવી ઓળખાણ થઇ હતી?"

" અહીં નવી ઓળખાણ થઇ હતી." સુધાકરે ઉત્તર આપ્યો.

" અહીં ડાક બંગલામાં આવતાં પહેલાં તેણે એક માણસ ઉપર ગોળી છોડી હતી એ વાત તમને કહી હતી કે?"

" હા."

" એ સંબંધી તે શું બોલ્યો હતો એજ હું હમણાં જાણવા ઇચ્છું છું. બીજી જે હકીકત તેણે કહી હોય એ હમણાં જાણવાની જરૂર નથી."

" થોડા વખત ઉપર તેણે પ્રાણલાલને ગોળીથી ઠાર કર્યો છે એમ કહ્યું હતું."

" બીજું કાંઇ?"

" હરિદાસને પણ તેણે ગોળી લગાવી છે એમ કહ્યું હતું."

" એ બન્નેનાં ખૂન થયાં છે એમજ એનું ધારવું હતું, ખરૂંને?"

" હા."

" ઠીક, હવે વિશેષ કાંઇ પૂછવાની મ્હારી ઇચ્છા નથી.

હવે તમે પ્રાણલાલને બંગલે જઇ શકો છો. હરિદાસ ત્યાંજ છે."

મોહનલાલ સુધાકરનો હાથ પકડી ડાક બંગલાની બ્હાર નીકળી પડયો. લાકડાના પુતળાની માફક મંત્રમુગ્ધ બનેલો બિહારી તેમની પાછળ પાછળ જવા લાગ્યો. તેની શુધ્ધિ જાણે કે તદ્દન વિલુપ્ત થઇ જવા આવી હતી. ઇન્સ્પેકટરની આજ્ઞાથી એક કૉન્સ્ટેબલે ક્ષણુ કાળ માટે મૃતદેહના મ્હોં ઉપરનું વસ્ત્ર ઉંચું કર્યું હતું. એ વખતે બિહારી છોટાલાલને ઓળખી શકયો હતો.

બ્હાર નીકળી સુધાકરે કહ્યું, "માસ્તર મહાશય આપણે સાથે લેવા જોઇએ."

મોહનલાલ સુધાકરની સાથે પાછો ડાક બંગલાના બીજા બ્લૉકમાં ગયો. ઇન્સ્પેકટરે માણસો માર્ફત માસ્તર મહાશયને એ બ્લૉકમાં સુવાડયા હતા, તથા મ્હોં ઉપર પાણી છંટાવી તેમની મુર્ચ્છા દુર કરી હતી. આમ છતાં માસ્તર મહાશયમાં ઉઠી બેઠા થવાની શકિત પણ રહી નહોતી. તેઓ સ્થિર ભાવથી પડી રહ્યા હતા. ડાક બંગલાનો એક નોકર તેમને પંખો નાખતો હતો.

સુધાકરને જોઇ માસ્તર મહાશય રડતા અવાજે બોલી ઉઠયા, "જલ્દી મ્હને અહીંથી બીજા કોઇ સ્થળે લઇ જાઓ; નહિ તો હું ગાંડો બની જઇશ."

મોહનલાલે બિહારી તરફ નજર કરી તો તે ઠેકાણે એ આવી નીચે બેઠેલો તથા મુર્ચ્છિત બની ગયેલો દેખાયો.

આવી સ્થિતિમાં માસ્તર મહાશય તથા બિહારીને ત્યાં રાખવા એ પ્રસંગોચિત નથી ધારી, મોહનલાલે સુધાકરને કહ્યું, "હરિદાસભાઇ જ્યારે સહિસલામત છે ત્યારે પછી તેમને માટે

ચિંતા કરવાની જરૂર નથી. હમણાં આપણે આમની સંભાળ લેવી જોઇએ."

સુધાકરે વિરક્તિથી કહ્યું, "તમને જેમ ઠીક લાગે તેમ કરો. મ્હારૂં માથું ભમે છે."

"તમે બે ચાર મિનીટ અહીં બેસો. હું ગાડી લઇ આવું છું." મોહનલાલે કહ્યું.

"જલ્દી પાછા આવજો."

"વાર નહિ લાગે."

આમ કહી મોહનલાલ બ્હાર નીકળી પડયો તથા દશ મિનીટમાંજ તે એક ગાડી લઇ આવ્યો. ડાક બંગલાના માણસોની મદદથી માસ્તર મહાશય તથા બિહારીને ગાડીમાં બેસાડી મોહનલાલ તથા સુધાકર હરિદાસને બંગલે ગયા. માસ્તર અને બિહારી જો કે શુધ્ધિમાં આવ્યા હતા; પરંતુ તેમનામાં ઉભા થવાની શક્તિ ન હોતી. તેમની સારવારની વ્યવસ્થા કરી મોહનલાલે સુધાકરને કહ્યું, "ચાલો, હવે આપણે હરિભાઇ પાસે જઇએ."

આ વખતે શૂન્ય દૃષ્ટિથી મોહનલાલના મુખ તરફ જોઇ રહી સુધાકરે કહ્યું, "મ્હેં જે હકીકત સાંભળી છે તેથી હું હવે મામાને મળી શકીશ નહિ."

"શું સાંભળ્યું છે?"

"મ્હને તમે કાંઇ પૂછશો નહિ."

"ભાઇ સુધાકર! આ વખત ઘણો કટાકટીનો છે. વળી હું ઘણી ખરી હકીકત જાણું છું. છોટાલાલે તમને જે હકીકત કહી છે તે તમે જો મ્હને નહિ કહો-તો કદાચ વિશેષ હયરાન થવું પડશે."

કોઇ પણ વાત છુપાવી રાખવાની શકિત સુધાકરનામાં ન હોતી. જે વાત તેણે સાંભળી હતી તે જો કોઇને નહિ કહે તો પોતે પાગલ બની જશે એમજ તેને લાગતું હતું. તેણે છોટાલાલને મુખે જે હકીકત સાંભળી હતી તે સઘળી મોહનલાલને કહી સંભળાવી. એ ભેદ ભરેલી અભૂતપૂર્વ હકીકત સાંભળી મોહનલાલ થોડા વખત માટે સ્તંભિત બની ગયો. સુધાકરે કહ્યું, "હું નાશી છુટું છું, મામા કોઇ પૂછશે તો હું શો ઉત્તર આપીશ ? !"

મોહનલાલે કહ્યું, "તમારે બ્હીવાની જરૂર નથી. વળી હરિદાસભાઇ પણ થોડી ઘણી હકીકત પ્રથમથીજ જાણે છે. હું આ વિષયને લગતી ઘણી બાતમી મેળવી શકયો છું. રામદાસ શેઠે ઘણાં વર્ષ અગાઉ નાશિકમાં છુપી રીતે વિવાહ કર્યો હતો એ વાત સાચી છે; છતાં છોટાલાલે જે હકીકત કહી છે એ સઘળી સાચી છે કે કેમ એ માટે મ્હને સંદેહ છે."

"સંદેહ હોવાનું કારણ ?"

"જે સ્ત્રીનું ફ્રેંચ બ્રીજ ઉપર ખુન થયું છે એ સ્ત્રીના મ્હોં સાથે પ્રાણલાલની પુત્રી લીલાવતીનું મ્હોં મળતું આવે છે. એ ઉપરથી લીલાવતીની માતા અને રામદાસ શેઠની સ્ત્રી બ્હેનો હોવી જોઇએ એ માની શકાય છે. છોટાલાલે પણ એમ કહ્યું છે."

"મ્હારા દાદાએ પોતાના શ્વસુરનું ખૂન કર્યું હતું ?"

"ખૂન ન પણ કર્યું હોય."

"ઇશ્વર એ પાપથી એમને મુકત રાખે."

"આ વિષયની તપાસ હું કરૂં છું. ખૂનનું થોડું ઘણું રહસ્ય હું જાણી શકયો છું. આજનો આ ભયાવહ બનાવ મુંબા-

ઇમાં થયેલાં બે ખૂનો સાથેજ સંબંધ ધરાવે છે."

"ત્યારે તો છોટાલાલે કહેલી હકીકત સાચી હોવી જોઇએ." અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મૂકી સુધાકરે કહ્યું.

"ના, તેની બધી હકીકત સાચી નથી. થોડી હકીકત તેણે અટકળથી કહી છે. હું જાણું છું કે, જે સ્ત્રીનું ખૂન થયું છે તે ખૂનની રાતે બ્હાર નીકળી નહોતી. આમ હોવાથી સાફ સમજી શકાય છે કે, તેણે શેઠનું ખૂન કર્યું નથી. એ જો ખરેખર તરલાજ હોય તો તે ખૂની નથી. છોટાલાલે અટકળથી એ વાત કહી છે. છોટાલાલેજ એ બે ખૂન કર્યાં હોય તો એમાં અશક્ય જેવું શું છે?"

"અફસોસ! કેવો ભયંકર માણસ! પુરૂષ વેશ ધારી શોણિતપિપાસુ પિશાચ!"

"પિચાશ માણસ સિવાય બીજું કોણ એવું કામ કરી શકે? ઠીક છે, તમારે હવે મ્હારી સાથે આવવાની જરૂર નથી. તમે વિશ્રાંતિ લ્યો. તમારે પલાયન કરી જવાની જરૂર નથી."

"ખરી વાત છે. મ્હને વિશ્રામની જરૂર છે. મ્હારૂં માથું ભમે છે."

મોહનલાલ સુધાકરને બંગલે રહેવા દઇ હરિદાસને મળવા નીકળી પડયો.



થોડીજ નકલો બાકી છે.          માટે વહેલો તે પહેલો

આ પુસ્તકના વાંચકોને ખાસ અરધી કિમ્મતે

સુંદર ચિત્રોથી સુશોભિત, રસસાગરથી ઉછળતી

અત્યંત લોકપ્રિય નવલકથા

# પ્રમાદધનની પ્રભુતા

અથવા

# સરસ્વતીચંદ્રનો ઉપસંહાર

બીજી આવૃત્તિ પાકું સોનેરી પુઠું, ગ્લેજ કાગળ, મ્હોટા

સાઇઝ ૪૦૦ પૃષ્ઠનું રસિક, બોધક વાંચન

આ નવલકથાની કિંમત રૂ. ૪-૮-૦ હોવા છતાં

## મોજ-મજાહની ઓફિસમાંથી રૂ. ૨-૪

ની કિમ્મતે મળશે. બ્હારગામ માટે પોસ્ટેજ જુદું

મોજ-મજાહ કાર્યાલય

ગીરગામ ચર્ચ સામે ખટાવ બીલ્ડીંગ મુંબઇ નં